# COMPLETE MEANINGS

WITH

**Explanation and Gujarati Translation**

OF

# MACMILLAN'S NEW ENGLISH READER No. III.

# મેકમિલન ન્યૂ ઇંગ્લીશ રીડર

## નં. ૩ જાના મીનિંગ

ઉચ્ચાર, અર્થ તથા ગુજરાતી સરળ અને શુદ્ધ તરજુમા સાથે.

*Compiled by*

UMEDBHAI J. PATEL.

*Published by*

**JIVANLAL & SONS**

Booksellers, Publishers & Printers

**Kalbadevi Road; BOMBAY-2.**



First Edition.] Copies 2000 [A. D. 19[illegible].

~~Price Rs. 0-10-0~~ ~~[illegible]~~

Price Rs. [illegible] [illegible]

**Meanings of**

# Macmillan's New English

## Reader No. III

### 1 The Power and Wisdom of God.

### ઈશ્વરની સત્તા અને શાણપણ.

Hashim (હાશિમ)=હાસમ, મુસલમાન છોકરાનું નામ.

Power (પાવર)=સત્તા.

Wisdom (વિઝડમ)=શાણપણ.

Only son (ઓન્લિ સન)= એકનો એક દીકરો.

Who loved him very much=જે તેને ઘણો ચાહતો હતો.

[illegible] (ક્લેવર)=હોશીઆર.

[illegible]ડ)=છોકરો.

[illegible]=જ્યાંસુધી, [illegible]સુધી.

[illegible]ht (ટૉટ)=શીખવ્યું.

[illegible]ned (લર્નેડ)=પંડિત, [illegible]દ્વાન.

Pi[illegible]us (પાયસ)=પવિત્ર.

Bo[illegible]s of that age=તે ઉંમરના છોકરાઓ.

Do not always know= હંમેશાં જાણતા નથી.

Eighth (એઇટથ)=આઠમો.

Birth day (બર્થડે)=જન્મ દિવસ.

Was passed (વૉઝ પાસ્ડ)= પસાર થઇ, બેસી ગઇ.

Took him (ટૂક હિમ)=તેને લીધો.

School master (સ્કૂલ માસ્ટર)= શાળાના શિક્ષક.

Asked (આસ્કડ)=પૂછ્યું.

Can you count too=તમે ગણી પણ શકો છો ?

Replied (રીપ્લાઇડ)=જવાબ આપ્યો.

Arithmetic (ઍરિથમેટિક)= અંકગણિત.

Turned to (ટર્ન્ડ ટુ)ની તરફ વળ્યા.

Was standing by (વૉઝ સ્ટેન્ડિંગ બાય)=પાસે ઉભા હતા.
Have taught your son= તમારા છોકરાને શીખવ્યું છે.
Anything about=ને વિષે કંઈક.
The Great God=મહાન ઇશ્વર.
Questions(કવેશ્ચન્સ)=પ્રશ્નો.
Thirdly (થર્ડલિ)=ત્રીજી બાબત, ત્રીજું.
What God Can do=પરમેશ્વર શું કરી શકે?
I will try to tell you= હું તમને કહેવાનો યત્ન કરીશ.
What=જે.
I do so=હું એવું કરૂં.
May I too ask=હું વળી પૂછું?
Which (વિચ)=જે.
Will help (ઉવિલ હેલ્પ)= મદદ કરશે.
Answer (એન્સર)=જવાબ.
Thinking that=એમ વિચારતાં.
Easily (ઇઝિલિ)=સરળતાથી.
You want to know=તમારે જાણવા છે.
First (ફર્સ્ટ)=પહેલું.
Secondly (સેકન્ડલિ)=બીજું, બીજી બાબત.
Thirdly (થર્ડલિ)=ત્રીજી બાબત
Neatly (નીટલિ)=સફાઇથી.
Gladly (ગ્લેડલિ)=ખુશીથી.
Teach (ટિચ)=શીખવવું.

હાસમ તેના બાપનો એકનો એક દીકરો હતો, જે તેને ઘણો ચાહતો. તે હોશીયાર છોકરો હતો. તે આઠ વર્ષનો થયો ત્યાંસુધી તેના બાપે તેને ઘેર ભણાવ્યો હતો. તેણે હાસમને, તેના જેટલી ઉંમરના છોકરાઓ હંમેશાં જાણતા નથી એવી ઘણી વસ્તુઓ શીખવી અને તે વિદ્વાન અને પવિત્ર માણસ હતો.

જ્યારે હાસમનો આઠમો જન્મ દિવસ પસાર થયો ત્યારે તેના બાપ તેને નિશાળે લઇ ગયા. શાળાના શિક્ષકે હાસમ શું જાણતો હતો તે પૂછ્યું. હાસમે કહ્યું, "હું વાંચી અને લખી શકું છું." શાળાના શિક્ષકે કહ્યું, "તું ગણી શકે છે?" છોકરાએ જવાબ આપ્યો, "હા, હું ગણી શકું છું, હું થોડુંક અંકગણિત જાણું છું."

પછી શાળાનો શિક્ષક હાસમના બાપ જે પાસે ઉભા હતા તેમની તરફ વળ્યો અને કહ્યું, "સાહેબ તમે તમારા દીકરાને કેવી રીતે લખવું, વાંચવું અને ગણવું તે શીખવ્યું છે; તમે તેને મહાન ઇશ્વર અને તેની શક્તિ અને શાણપણ વિષે કંઈ શીખવ્યું છે?" બાપે જવાબ આપ્યો, "હાસમને પૂછો."

પછી શાળાના શિક્ષકે હાશમને કહ્યું, "હું તને ઇશ્વિર વિષે ત્રણ પ્રશ્નો પૂછીશ. હાસમ, તું મને કહી શકીશ, પરમેશ્વર કયાં છે? તારા બાપે તને એ શીખવ્યું છે? અને તું મને કહી શકીશ કે પરમેશ્વર શું જાણે છે? ત્રીજું મને કહી શકીશ કે પરમેશ્વર શું કરી શકે છે?"

હાસમે જવાબ આપ્યો, "સાહેબ તમે મને જે પૂછયું તેનો જવાબ આપવા હું યત્ન કરીશ. પણ એ કરૂં તે પહેલાં હું પણ તમને ત્રણ બાબતો પૂછું, જે હું જાણતો નથી. તે મને તમારા જવાબો આપવામાં મદદ કરશે.

"બહુ સારૂં મારા દીકરા," આઠ વર્ષનો નાનો છોકરો તેને જે કંઇ પ્રશ્નો પૂછે તેનો જવાબ ઘણી સરળતાથી તે આપી શકશે એમ વિચાર કરતાં તેણે જવાબ આપ્યો. "કયી ત્રણ બાબતો તારે જાણવાની ઇચ્છા છે?"

હાસમે જવાબ આપ્યો, "સાહેબ મને મહેરબાની કરીને પહેલાં કહેશો કે, પરમેશ્વર કયાં નથી; બીજું મને કહેશો કે પરમેશ્વર શું નથી જાણતો; ત્રીજું મને કહેશો કે પરમેશ્વર શું નથી કરી શકતો. પછી હું તમને કહીશ કે પરમેશ્વર કયાં છે, પરમેશ્વર શું જાણે છે અને પરમેશ્વર શું કરી શકે છે."

"શાબાશ, હાસમ!" શિક્ષકે મોટેથી કહ્યું, "તારા સફાઇદાર પ્રશ્નોથી તેં પોતેજ મારા પ્રશ્નોના જવાબ આપ્યા છે." તેણે હાસમના બાપને કહ્યું, "સાહેબ, તમે તમારા દીકરાને બરાબર ભણાવ્યો છે. હું તેને પરમેશ્વરની શક્તિ અને શાણપણ વિષે કંઇજ ભણાવી શકું એમ નથી. પણ જે હું જાણું છું તે વસ્તુઓ વિષે તેને ખુશીથી ભણાવીશ."

---

## Grammar and Composition=વ્યાકરણ અને રચના.

**Sentences** (સેન્ટન્સીઝ)= વાક્યો.
**Nouns** (નાઉન્સ)=નામો.
**Verbs** (વર્બ્ઝ =ક્રિયાપદો.
**Whole** (હોલ)=બધી.
**The whole of this book**=આ આખી ચોપડી.
**Hundred of words** (હન્ડ્રેડ ઑફ વર્ડ્ઝ)=સેંકડો શબ્દો.
**Naming** (નેઇમિંગ)=નામ પાડતા.
**Telling** (ટેલિંગ)=કહેતા.
**Joining** જૉઇનિંગ)=જોડતા. સંધિ કરતા.
**Classes** (ક્લાસીઝ)=સમુહો, વર્ગો, જાતો.
**Divided** (ડીવાઇડેડ)=ભાગ પાડયા.
**Speech** (સ્પીચ)=ભાષા.
**Parts of speech**=ભાષાના ભેદો, ભાષાના ભાગો.
**Names** (નેઇમ્સ)=નામ પાડે છે.

---

## 2. The Prince of Wales and the Boy=પ્રિન્સ ઑફ વેલ્સ અને છોકરો.

**Prince of Wales** (પ્રિન્સ ઑફ વેલ્સ)=ઈંગ્લેન્ડના રાજ્યનો ગાદીવારસ.
**Edward the Seventh** (એડવર્ડ ધી સેવન્થ)=સાતમા એડવર્ડ, ઈંગ્લેન્ડના રાજા.
**Kindly** (કાઇન્ડલિ)=માયાળુપણાનાં, માયાળુ.
**Act** (ઍક્ટ)=કાર્ય, કામ.
**One of the many**=ઘણામાંની એક.
**Tales** (ટેઇલ્સ)=વાતો, કથની.
**That are told**=જે કહેવાય છે.
**Really** (રીયલિ)=ખરેખર.
**Fact** (ફેક્ટ)=સાચો બનાવ, સાચી વાત.
**Gate** (ગેઇટ)=દરવાજો.
**Palace gate**=મહેલનો દરવાજો.
**Sobbing** (સૉબિંગ)=ડુસકાં ખાતો.
**Sadly** (સડલિ)=દીલગીરીથી.
**Stopped** (સ્ટૉપ્ડ)=ઉભો રહ્યો.

**Although** (ઑાલધો)=જો કે.
**Badly** (બૅડલિ)=ખરાબ રીતે.
Soldier (સોલ્જર)=સૈનિક.
On guard (ઑાન ગાર્ડ)=ચોકી ઉપર, પહેરા ઉપર.
Guard (ગાર્ડ)=ચોકીદાર, પહેરો ભરનાર.
Ofcourse (ઑાફ્કોર્સ)= અલબત.
Ever since (એવર સિન્સ)= ક્યારનો.
Is not to be seen=દેખાતી નથી; મળાતું નથી.
The Queen was not to be seen=રાણીને મળાતું નથી.
By the hand=હાથે પકડીને.
Command (કમાન્ડ)=હુકમ.
Under my command= મારા હુકમ નીચે.
Certainly (સરટનલિ)=ખરેખર, નક્કી.
You shall see=તું જોઈશજ.
Word (વર્ડ)=વચન.
Kept his word=તેનું વચન પાળ્યું.
Noble (નોબલ)=ઉમદા, ઉદાર, ખાનદાન.
Such (સચ)=એવી.
So sweet (સો સ્વીટ)=એવી મધુર.
So sad (સો સૅડ)=એવી દીલગીર; એવી ખિન્ન.
Kind word (કાઈન્ડ વર્ડ)= માયાળુ શબ્દો.
Did she say=તેણે કહ્યા.
A piece of Gold=સોનાનો ટુકડો, સોનાનો સિક્કો.
Now grown old (નાવ ગ્રોન ઓલ્ડ) હમણાં ઘરડો થએલો.
Grey (ગ્રે)=ધોળાં પળીયાં વાળો.
Remembers (રીમેમ્બર્સ)= યાદ રાખે છે.
Pleasures (પ્લેઝર્સ)=આનંદ.
Golden (ગોલ્ડન)=સોનાનો.
Coin (કૅાઈન)=સિક્કો.
Treasure (ટ્રેઝર) =ખજાનો.
Have passed away=પસાર થઈ ગયાં છે.
Actions (એકશન્સ)=કાર્યો, કૃત્યો.
Hearts (હાર્ટ્સ)=હૃદયો.
For ever=સદાકાલ માટે.

જ્યારે સાતમા એડવર્ડ પ્રિન્સ ઑફ વેલ્સ હતા, ત્યારે તેમણે ઘણાં માયાળુ કૃત્યો કર્યાં હતાં; અને તેમાંનાં જે ઘણાં કહેવાય છે તેમાંનું આ એક છે, અને તે ખરેખર સાચું છે.

એક દિવસ તેમણે મહેલના દરવાજા આગળ એક નાના છોકરાને શોકથી ડુસકાં ખાતો સાંભળ્યો. જોકે મોડું થતું હતું; છતાં તે ઉભા રહ્યા અને કોણે તેને એવી ખરાબ રીતે રડાવ્યો છે તે તેને પૂછ્યું.

દરવાજા ઉપરના ચોકીદાર સિપાઇએ રાજ્યકુમારને કહ્યું કે, છોકરો રાણીને જોવા માગતો હતો. અલબત્ત તેણે તેને કહ્યું કે રાણીને મળાતું નથી–ત્યારનો તે રડે છે.

રાજ્યકુમારે નાના છોકરાનો હાથ પકડયો અને નમ્રતાથી કહ્યું, "મારી સાથે આવ, આ સિપાઇઓ મારા તાબામાં છે, તું જરૂર રાણીને જોઇ શકીશ."

અને તેમણે તેમનું વચન પાળ્યું. કારણ કે તે છોકરાને અંદર રાણી વિકટોરીઆ પાસે લઈ ગયા; એટલી મધુર અને એટલી ખિન્ન અને એવી ઉમદા બાઇને તેણે પહેલાં કદી જોઈ ન હતી.

અને તેનું નામ અને તેની ઉંમર તેણે કહ્યાં ત્યારે તેણે તેને ઘણા માયાળુ શબ્દો કહ્યા. અને તેને છોડીને જતા પહેલાં તેણે તેને એક સોનાનો સિક્કો આપ્યો.

હવે તો નાનો છોકરો ઘરડો અને ધોળા વાળવાળો થયો છે. છતાં તેના શબ્દો આનંદથી તે સંભારે છે; અને તે દિવસે રાણીએ આપેલો સોનાનો સિક્કો, તે પોતાના મોટા ખજાના પેઠે રાખે છે.

વિકટોરીઆ અને એડવર્ડ ગુજરીગયાં છે પણ માયાળુ કાર્યો કદી જતાં રહેતાં નથી. તેમનાં નામો–તેઓ આપણા હૃદયમાં આજે રહ્યાં છે, અને તેઓ સદાય આપણા હૃદયમાં રહેશે.

---

## Grammar.

Adjectives (ઍડજૅક્ટિવ્ઝ)=
 વિશેષણો.
Adverbs (ઍડવર્બ્ઝ )=ક્રિયા
 વિશેષણો.
Goes with=સાથે જાય છે.

To qualify (ટુ કૉલિફાય)
 વિશેષ બતાવવો, ગુણ
 બતાવવો.
To modify (ટુ મૉડિફાય)=
 સુધારો કરવો, વૃદ્ધિ કરવી.

---

## 3. Planting Trees for Others.=બીજાઓ માટે ઝાડ રોપવા વિષે.

Planting (પ્લૅન્ટિંગ)=રોપતાં,
 રોપણી.
Hunting (હન્ટિંગ)=શિકાર
 કરવાને.
Who was out hunting=
 જે શિકાર કરવા બહાર
 નીકળ્યો હતો.
Met (મેટ)=મળ્યો.
Was planting(વૉઝ પ્લૅન્ટિંગ)=
 રોપતો હતો.
Fool (ફૂલ)=મૂર્ખો.
What a fool=કેવો મૂર્ખો.
Officers (ઑફિસર્સ)=
 અધિકારીઓ.
Thinks (થિંક્સ)=વિચાર કરે છે.
Laughed (લાફ્ડ)=હસ્યા.

My Lord (માય લૉર્ડ)=મારા
 પ્રભુ.
Eighty (એઇટિ)=એંસી.
Healthy (હેલ્થિ)=તન્દુરસ્ત.
I still feel strong and
 healthy=હજુ મને લાગે
 છે કે હું મજબુત અને
 તન્દુરસ્ત છું.
How long (હાવ લૉન્ગ)=
 કયાં સુધી.
Trouble (ટ્રબલ)=તકલીફ.
To plant (ટુ પ્લૅન્ટ)=રોપવું.
Fruit (ફ્રુટ)=ફળ.
Planted (પ્લૅન્ટેડ)=રોપ્યા.
Am planting(એમ પ્લૅન્ટિંગ)=
 રોપું છું.

**Grand-children** (ગ્રાન્ડ ચિલ્ડ્રન)=છોકરાનાં છોકરાં.
**Pleased** (પ્લીઝડ)=ખુશ થયો.
**Present** (પ્રેઝન્ટ)=ભેટ. બક્ષિસ.
**Who can say**=કોણ કહી શકે.
**For nothing**=નકામું.
**The very day**=તેજ દિવસે.

એક વખત એક રાજા, જે શિકાર કરવા બહાર નીકળ્યો હતો તેને એક ઘરડો માણસ જે આંબો રોપતો હતો તે મળ્યો.

રાજાએ જે અમલદારો તેની સાથે હતા તેમને કહ્યું, "આ ઘરડો માણસ કેવો મૂર્ખ છે! તે હજીય ધારે છે કે તે જુવાન માણસ છે, અને આ ઝાડનાં ફળ ખાવાને તે જીવશે."

બધા અધિકારીઓ પણ હસ્યા. પછી રાજાએ ઘરડા માણસને કહ્યું, "તારી ઉંમર શી છે?"

"મારા પ્રભુ, મને એંસી વરસ થયાં છે." ઘરડા માણસે કહ્યું. "પણ હું પરમેશ્વરનો આભાર માનું છું કે હજી હું મજબુત અને તન્દુરસ્ત લાગું છું."

"હજી તું ક્યાં સુધી જીવશે એમ ધારે છે? જે ઝાડનાં ફળ તું કદી ખાવાનો નથી તે રોપવાની તકલીફ તું કેમ ઉઠાવે છે?"

ઘરડા માણસે કહ્યું, "મારા પ્રભુ! હું જાણું છું કે આ ઝાડનાં ફળ હું ખાઇ શકું એમ નથી. પણ અમારા બાપદાદા કરી ગયા તેમ કરવું એ સારૂં છે. તેમણે ઝાડો રોપ્યાં, અને તેનાં ફળ હવે અમે ખાઇએ છીએ. હું આ ઝાડ રોપું છું, કારણકે મારાં છોકરાં અને છોકરાંનાં છોકરાં તેનાં ફળ ખાય."

રાજા આ જવાબથી ખુશ થયો અને બુઢ્ઢાને દશ રૂપીઆનું ઇનામ આપ્યું.

બુઢ્ઢાએ હસતાં કહ્યું, "કોણ કહી શકે કે આ ઝાડ મેં નકામું રોપ્યું છે, મેં રોપ્યું છે તેજ દિવસે તેણે મને દશ રૂપાની કેરીઓ આપી છે."

---

## Grammar.

Pronoun (પ્રો નાઉન)=સર્વ-નામ.

Instead of (ઇન્સ્ટેડ ઑફ)=ને બદલે.

In praying to=પ્રાર્થના કરતાં.

---

## 4. The Bat=ચામાચીડીયું.

Bat (બૅટ)=ચામાચીડીયું.
Strange (સ્ટ્રેન્જ)=વિચિત્ર.
Animal (ઍનિમલ)=પ્રાણી.
Feathers (ફીધર્સ)=પીંછાં.
Thin (થિન)=પાતળી.
All over a bird's body=પક્ષીના સઘળા શરીર પર.
There is no one feather=એક પણ પીંછું નથી.
Soft (સૉફ્ટ)=સુંવાળી.
Fur (ફર)=રૂંવાટી.
Beaks (બીક્સ)=ચાંચ.
Teeth (ટીથ) દાંત (બહુ વચન).
Sharp teeth=અણીદાર દાંત.
Can bite=કરડી શકવું.
Yong ones=બચ્ચાં.
Suckle (સકલ)=ધવરાવે છે.
Most birds=ઘણાં ખરાં પક્ષિઓ.

To find (ટુ ફાઇન્ડ)=શોધી કહાડવું.
As long as its whole body=તેના આખા શરીર જેટલા લાંબા.
Slightest (સ્લાઇટેસ્ટ)=સૌથી ઝીણો.
Sound (સાઉન્ડ)=અવાજ.
Real (રીયલ)=સાચા.
Claws (ક્લૉઝ)=પંજાઓ.
Hind (હાઇન્ડ)=પાછલા.
Hang (હૅન્ગ)=લટકવું.
It can hang itself up=તે પોતાની મેળે ઉપર લટકી શકે છે.
Scarcely (સ્કૅરસ્લિ)=ભાગ્યેજ જવલ્લે.
It can only fly along through the air=ફક્ત તે હવામાં આગળ ઉડી શકે છે.

Folded (ફોલ્ડેડ)=વાળેલી, બંધ કરેલી.
Downwards (ડાઉનવર્ડ્ઝ)=નીચે મોઢે.
Dark place=અંધારી જગ્યા.
Cave (કેવ)=ગુફા.
Old building=જુનું ખંડેર.
Building (બીલ્ડિંગ)=મકાન.
Temples (ટેમ્પલ્સ)=મંદિર, દેવળ.
Day-time (ડેટાઇમ)=દિવસના વખતે.
Chase (ચેઇઝ)=પાછળ પડવું.
Very well=સારી રીતે.
Safely=સહિસલામત રીતે, સલામત.
As soon as sun sets=જેવો સૂર્ય આથમે છે કે તરતજ.
They can turn and dart about=તેઓ ફરી શકે છે અને આમ તેમ ઝડપથી ઉડે છે.
Swiftly (સ્વિફ્ટલિ)=ઝડપથી.
Insects (ઇનસેક્ટસ)=જીવડાં.
Flying foxes (ફ્લાઇંગ ફોક્સીઝ)=વાગોળો.
Are covered (આર કવર્ડ)=ઢંકાએલાં છે.
Something like those of foxes=લોંકડીઓના જેવું કંઇક.
Shady (શૅડિ)=છાંયાવાળી.
Are always found=હંમેશાં દેખાય છે.
In large numbers together=એક સાથે મોટા સમૂહમાં.
Long lines=લાંબી હારો.
On their way to fruit-trees=તેમના રસ્તાનાં ફળનાં ઝાડ તરફ.
Feed upon=ખાઇને રહે.
Screaming (સ્ક્રીમિંગ)=ચીસો પાડતાં.
Fighting (ફાઇટિંગ)=લઢતાં.
Among (અૅમોન્ગ)=માંહોમાંહી.
Themselves (ધેમસેલ્વઝ)=તેઓ પોતે.
Owners (ઓનર્સ)=ધણીઓ, માલીકો.
Fruit garden=ફળનો બગીચો.
To watch (ટુ વૉચ)=તપાસ રાખવાને, ચોકી કરવાને.
During (ડ્યુરિંગ)=દરમ્યાન.
Drive away=હાંકી કાઢે છે.
All up=બધાંય.

 

ચામાચીડીયું એક વિચિત્ર પ્રાણી છે. એ પક્ષી નથી છતાં તેને પાંખો છે અને હવામાં ઉડી શકે છે. તે પાંખોવાળા ઉંદર જેવું દેખાય છે.

પક્ષીઓની માફક તેની પાંખો પીછાંની બનાવેલી નથી; પણ પાતળી ચામડીની છે. પક્ષીના સઘળા શરીરે પીંછાં હોય છે; પણ ચામાચીડીઆના શરીરે એકે પીંછું હોતું નથી. તે નરમ રૂંવાટીથી ઢંકાએલું હોય છે. પક્ષીઓને ચાંચો હોય છે, જેનાથી તેઓ ખોરાક લઇ શકે છે; પણ ચામાચીડીઆને ઉંદરની માફક મોં અને દાંત હોય છે. તેને અણીદાર દાંત છે અને ઘણું સખત કરડે છે. પક્ષીઓ ઇંડાં મૂકે છે; પણ ચામાચીડીયાંને ઉંદરોની માફક બચ્ચાં હોય છે. તેઓ તેમનાં બચ્ચાંને ધવરાવે છે.

ઘણાંખરાં પક્ષીઓને માથે તમે કંઈ કાન જોઈ શકતા નથી. પક્ષીને કાન હોય છે પણ ઘણા નાના હોય છે, અને તેમને શોધી કાઢવા ઘણા અઘરા છે; પણ ઉંદરની માફક ચામાચીડીઆને મોટા કાન છે. એક જાતના ચામાચીડીઆને તેના શરીર જેટલા લાંબા કાન હોય છે. તે ઝીણામાં ઝીણો અવાજ સાંભળી શકે છે.

પક્ષી અને પશુ બન્નેને પગ હોય છે અને ચાલી શકે છે; પણ ચામાચીડીયું ચાલી શકતું નથી. તેને સાચા પગ નથી. પાછલે પગે તેને પંજા છે જેનાથી તે ઉંચે લટકી રહે છે. જમીન ઉપર તે ભાગ્યેજ ખસી શકે છે. તે ફક્ત હવામાં ઉડી શકે છે.

આખો દિવસ ચામાચીડીયું માથું નીચું રાખી, પાંખો બીડી દઇ, ગુફા કે જુનાં ખંડેરો જેવી અંધારી જગ્યામાં પંજાથી લટકાઇ રહે છે. કેટલાંક દેવળો તો ચામાચીડીઆંથી ભરેલાં હોય છે. ચામાચીડીયું સૂર્યના અજવાળામાં જોઈ શકતું નથી. ચામાચીડીયું દિવસના વખતે બહાર ઉડી આવે છે ત્યારે કાગડાઓ પાછળ પડે છે અને તેને મારી નાખે છે. પણ તે રાતે સારી રીતે જોઇ શકે છે, રાતે એનીજ રીતે અંધારામાં સહિસલામત આમ તેમ ઉડી શકે છે.

જેવો સૂર્ય આથમી જાય છે કે તરતજ બધાં ચામાચીડીયાં બહાર આવે છે અને ખોરાક મેળવવા આમ તેમ ઉડે છે. તેઓ અંધારામાં આમતેમ ઝડપથી ફરી અને ઉડી શકે છે. ઉડતાં તેઓ જીવડાં પકડે છે અને ખાય છે.

કેટલાંક મોટાં ચામાચીડીઆંને વાગોળો કહેવામાં આવે છે. તેમનાં શરીર ગાઢી રૂંવાટીથી છવાએલાં હોય છે અને તેમનાં માથાં કંઈક લોંકડીઓ જેવાં દેખાય છે. તેઓ તેમના પંજાથી આખો દિવસ છાયાવાળાં ઝાડોમાં ટીંગાઈ રહે છે, અને મોટી સંખ્યામાં સાથે દેખાય છે. તે ફળ ખાય છે દિવસ આથમતાં તેમની લાંબી હારો હવામાં તેમને રસ્તે તેમનાં જાણીતાં ફળઝાડો તરફ ઉડતી દેખાય છે. આખી રાત ચીસો પાડતાં અને એ માટે આપસમાં લડતાં તેઓ ફળ ઉપર જીવે છે. રાત દરમ્યાન બધાં ફળ તરતજ ખાઇ જાય એવી વાગોળોને હાંકી કાઢવા માટે ફળવાળા બગીચાના માલીકો તેમની તપાસ રાખવા માણસો રાખે છે.

---

## Grammar

Conjunctions(કન્જન્કશન્સ)= ઉભયાન્વયી અવ્યય.

Understood (અન્ડર સ્ટૂડ)= અધ્યાહાર.

Left out=છોડી દીધેલું.

Spend (સ્પેન્ડ) પસાર કરવો, ગાળવો.

---

## The Bat, the Birds, and the Beasts=ચામાચીડીયું, પક્ષીઓ અને પશુઓ.

Fought (ફૉટ) લડયાં.

Birds of the air=હવામાં રહેનારાં પક્ષી.

When and where=કયાં અને કયારે.

Battle (બૅટલ) યુદ્ધ, લડાઈ.

Was long=લાંબો વખત ચાલી હતી.

And so=અને એવાંજ.

There was then=ત્યારે હતું.

Creature (ક્રીચર)=પ્રાણી.
He called himself=પોતાની જાતે કહેતું હતું.
One day=એક દિવસ.
Another day=બીજે દિવસે.
Cunning (કનિંગ)=લુચ્ચું.
Fellow (ફેલો)=વ્યક્તિ.
To fight upon=તરફ લડવું.
Winning side=વિજયી બાજુ, જીતતો પક્ષ.
I'd better tell you=I would better tell you. હું તમને કહું તે વધારે સારૂં છે.
Were winning (વેર વિનીંગ)=જીતતાં હતાં.
Leader (લીડર)=આગેવાન, નેતા.
Least (લીસ્ટ) જરાપણ.
If you doubt this the least=જો તમને આ માટે જરાપણ શંકા થતી હોય તો.
Beak (બીક)=ચાંચ.
Or hear of it once in your life=તમારા જન્મારામાં તે સંબંધી એક વખત સાંભળ્યું છે ?
Young (યંગ)=બચ્ચું.
Rather (રાધર) અગર.
Oh beast of the field=ઓ રણક્ષેત્રનાં પશુઓ.
I will fight till I die=હું મરતાં સુધી લડીશ.
Yield (યીલ્ડ) તાબે થવું.
The very next day=બીજે જ દિવસે.
People (પીપલ)=લોકો.
Were beginning=શરૂ કરતાં હતાં.
To lose (ટુ લુઝ)=ગુમાવવાને, હારજી જવાને.
Fright (ફ્રાઇટ)=બીક.
Up he jumped in a fright=બીકથી તે કુદી ઉઠ્યું.
Rushed off (રશ્ડ ઑફ)=ધસી ગયું.
Fight (ફાઈટ)=યુદ્ધ.
As fast as he could=જેટલી બને તેટલી ઉતાવળથી.
News (ન્યુઝ)=સમાચાર.
Help (હેલ્પ)=મદદ.
I'll win this fight=આ લડાઈ હું જીતીશ.
Quarrel (કવોરલ)=કજીયો.
Was mended (વૉઝ મેન્ડેડ)=પતવવામાં આવ્યો.

That had lasted=જે ચાલી હતી, જે ટકી હતી.
Ended (એન્ડેડ)=પુરી થઈ.
Peace (પીસ)=સુલેહ, શાંતિ.
At peace together=સુલેહમાં સાથે.
To enjoy (એન્જૉય)=આનંદ ભોગવવો.
Splendid (સ્પ્લેન્ડિડ)=ભવ્ય.
Feast (ફીસ્ટ)=મીજબાની.
Seat (સીટ)=આસન.
Plenty (પ્લેન્ટિ)=પુષ્કળ.
Fun (ફન)=મજા.
Had just begun=પડવા માંડી હતી.
Entered (ઍન્ટર્ડ)=દાખલ થયું.
Guess (ગેસ)=ધારવું.
Bowed (બાઉડ)=નમસ્કાર કર્યા.
Smile (સ્માઇલ)=સ્મિત.
On his face=એના મુખ ઉપર.
I hope=હું આશા રાખું છું.
You have kept me a place=મારે માટે તમે જગ્યા રાખી છે.
But one and all=પણ એક ને બધાંય.
Go away (ગો અવે)=ચાલ્યું જા.
Poor little bat=નાનું બિચારૂં ચામાચીડીયું.
Crept out (ક્રેપ્ટ આઉટ)=ચાલી ગયું.
Ashamed (એશેમ્ડ)=શરમાએલું.
Broad day-light=ધોળે દિવસે.
Broad (બ્રૉડ)=પહોળા, મોટા.
Except (એકસેપ્ટ)=સિવાય.
No one was about=કોઈ આમતેમ ન હોય.
Reason (રીઝન)=કારણ.
Since (સિન્સ)=આગળથી, ત્યારથી.
Den (ડેન)=બોડ.
Darkness (ડાર્કનેસ)=અંધારૂં.
Deep (ડીપ)=ગાઢ.
Are gone to sleep=ઉંઘી ગયાં છે.

૧. એક વખત પશુઓને હવાનાં પક્ષીઓ સાથે યુદ્ધ થયું. હું જાણતો નથી કે કયારે, અને કયાં! પણ લડાઇ લાંબી ચાલી હતી. કારણ કે પશુઓ બળવાન હતાં અને તેવાં જ ઉડતાં પક્ષીઓ હતાં.

૨. ત્યારે એક નાનું પ્રાણી હતું, તેના વિષે તમેં સાંભળ્યું હશે. એક દિવસ તે પોતાની જાતને પશુ કહેવરાવતું હતું, અને બીજે દિવસે પક્ષી કહેવરાવતું. અને તે લુચ્ચું હંમેશાં જીતની બાજુએ લડવાનો યત્ન કરતું. કદાચ હું કહીશ કે તે લુચ્ચું પ્રાણી ચામાચીડીયું હતું.

૩. એક દિવસ જ્યારે પશુઓ જીતતાં હતાં, ત્યારે તે તેમના આગેવાન પાસે ગયું અને કહ્યું, "મારા મિત્રો, હું પશુ છું. તમને જરા સરખી શંકા આવતી હોય તો મારા માથામાં આવેલા દાંત તરફ જરા જુઓ. તમે કદી પક્ષીની ચાંચમાં દાંત જોયા હતા? અથવા તો તમારા જીવનમાં એકેય વખત સાંભળ્યું હતું? કદી એવું પક્ષી જોયું હતું કે જેણે તેના બચ્ચાને દૂધ આપ્યું હોય. જેમ ચામાચીડીયું કરે છે, અગર તેની માદા કરે છે તેમ? અરે રણક્ષેત્રનાં પશુઓ, હું તમારી બાજુ લડીશ, હું મરી જતાં સુધી લડીશ, હું કદી તાબે થઇશ નહિ."

૪. પણ બીજે જ દિવસે તેણે લોકોને કહેતા સાંભળ્યા કે પશુઓ હારવાની શરૂઆતમાં હતાં. જ્યારે તેણે આ સમાચાર સાંભળ્યા ત્યારે તે ઝાડથી કુદી ઉડ્યું અને લડાઇમાં બને તેટલી ઉતાવળથી ધસી ગયું. તેણે પક્ષીઓની મદદે જઇ કહ્યું, "જુઓ કોઇ પશુ હવામાં મારી માફક ઉડી શકે છે? હું અહીં ઉડું છું, હું ત્યાં ઉડું છું, અને હું પક્ષીઓ માટે લડાઈ જીતીશ!"

૫. આ પછી તરત જ કજીઓ પતાવવામાં આવ્યો, અને લડાઇ જે લાંબો વખત ટકી હતી તે પૂરી થઈ. સુલેહ વખતે પક્ષીઓ અને પશુઓ બધાં સામટાં એક ભવ્ય મિજબાનીની મઝા લેવા એકઠાં મળ્યાં. ત્યાં પુષ્કળ બેઠકો હતી, પુષ્કળ ખાવાનું હતું, અને વળી પુષ્કળ પીવાનું હતું. અને મઝાની શરૂઆત થતી હતી તેવામાં ત્યાં દાખલ થયું.—કોણ તમે ધારો છો?

૬. તમે તરતજ ધારી લેશો, કે તે આપણું મિત્ર ચામાચીડીયું હતું. તેણે નમસ્કાર કર્યા અને સ્મિત વદને કહ્યું, "વહાલા મિત્રો, હું ધારૂં છું કે તમે મારે માટે જગ્યા રાખી છે." પશુઓએ કહ્યું, "તું પક્ષી છે." પક્ષીઓએ કહ્યું, "તું પશુ છે." પણ એકદમ બધાંએ કહ્યું, "અમારી મિજબાનીમાંથી ચાલ્યું જા."

૭. તેથી નાનું બિચારૂં ચામાચીડીયું તેમની દૃષ્ટિમાંથી દૂર ખસી ગયું. ધોળે દિવસે દેખાતાં શરમાઈ ગયું; તે દરમાં સંતાઈ ગયું અને કદી બહાર આવ્યું નહિ, સિવાય રાત્રે જ્યારે કોઇ આમતેમ હોય નહિ.

---

## Grammar

Preposition (પ્રેપોઝિશન)= શબ્દપ્રયોગી અવ્યય.
Tiger (ટાઇગર)=વાઘ.
Bear (બેઅર) રિંછ.
Eagle (ઇગલ)=ગરૂડ.
Joining (જોઇનીંગ)=જોડતા.
List (લિસ્ટ)=પત્રક.

---

## The Cats who went to Law=ઇન્સાફ મેળવવા ગએલી બે બિલાડીઓ.

Went to Law (ઉવેન્ટ ટુ લૉ)=ઇન્સાફ મેળવવા ગઈ.
To go to Law (ટુ ગો ટુ લૉ)=ન્યાય માગવા જવું.
Once on a time=એક વખત.
Same town=એકજ શહેરમાં.
Afternoon (આફ્ટરનૂન)= બપોર પછી.
They were out for a walk=ફરવા માટે બહાર ગઈ હતી.
Together (ટુગેધર)=સાથે.
Window (વિન્ડો)=બારી.
Never pass=કદી જ પસાર કરતી નથી.
Pass (પાસ)=પસાર થવું.
Without (વિધાઉટ)=વગર.

Peeping in (પીપિંગ ઇન)=
અંદર ડોકીયું કરવું.
At the same time=એકજ
વખતે.
Lightly (લાઇટિલિ)=હળવેથી.
Sprang (સ્પ્રૅન્ગ)=કુદી પડી.
Seized (સીઝડ)=પકડી લીધો.
Pulled (પુલ્ડ)=ખેંચતાણ કરવી.
Broke (બ્રોક)=તૂટી ગઇ.
Pieces (પીસીઝ)=તૂકડા.
Leapt down (લીપ્ટ ડાઉન)=
નીચે કુદી પડી
This piece is mine=આ
તૂકડો મારો છે.
I brought it here=મેં તેને
અહીંયાં આણ્યો.
Ought to have=હોવું જોઇએ.
Equal (ઇકવલ)=સરખું.
Share (શૅર)=ભાગ.
I won't give up my
piece=હું મારો તૂકડો નહિ આપું.
You shall=તારે આપવોજ
પડશે.
Scratch (સ્ક્રેચ)=ઉઝરડા ભરવા,
ન્હોર દેવા.
Cunning (કનિંગ)=લુચ્ચું.
Monkey (મન્કિ)=વાંદરૂં.
Wall (વૉલ)=દિવાલ.



Agree (ઍગ્રી)=કબૂલ કરવું,
વિચારમાં એક થવું.
As you cannot agree=
જેમ તમે સહમત થઇ શકતા નથી.
To go to law=ઇન્સાફ
મેળવવા જવું.
Why don't you go to
law=તમે ઇન્સાફ મેળવવા કેમ
જતાં નથી.
Judge (જજ)=ન્યાયાધીશ.
Settle (સેટલ)=નક્કી કરવું.
Will settle (ઉવિલ સેટલ)=
નક્કી કરશે, ફેંસલો આપશે.
Case (કેઇસ)=દાવો, મુકરદમો.
Properly (પ્રૉપરલિ)=રીતસર,
યોગ્ય.
The Judge...you pro-
perly=ન્યાયાધીશ તમારા વચ્ચેના
દાવાનો ફેંસલો રીતસર આપશે.
Held (હેલ્ડ)=ભરી.
Court (કૉર્ટ)=કચેરી.
Shady place=છાંયા વાળી
જગ્યાએ.
Let me make sure=મને
ખાત્રી કરવા દો.
Will weigh (ઉવિલ ઉવે)=
વજન કરીશ.

**Weigh** (વે) વજન કરવું, તોળવું.
**Scales** (સ્કેઇલ્સ) ત્રાજવાં.
**Weighed** (વેઇડ)=વજન કર્યું.
**Scale-pan** (સ્કેઇલ-પૅન)=પલ્લું.
**It is just as I thought**= મેં વિચાર્યું હતું તેવું બરાબર છે.
**Heavier** (હેવીઅર)=વધારે ભારે.
**Lighter** (લાઇટર)=જરા વધારે હળવો.
**Bit off** (બિટ ઑફ)=કરડી લીધો.
**Remarked** (રીમાર્કડ)=ટીકા કરી.
**To feel** (ટુ ફીલ)=લાગવું.
**Uneasy** (અનઇઝિ)=બેચેની.
**To feel uneasy**=બેચેની લાગવી.
**Mind** (માઇન્ડ)=દરકાર કરવી.
**We do not mind it**=અમે તેની દરકાર કરતા નથી.
**Are satisfied** (આર સૅટિસ્ફાઇડ)=સંતોષ પામ્યાં છીએ.
**My dear ladies**=મારી વહાલી બાનુઓ.
**Upright** (અપરાઇટ)=સાચા, નિષ્પક્ષપાતી.
**If you are...the Court is not**=તમે સંતોષ પામ્યાં છો પણ કોર્ટ સંતોષ પામી નથી.
**Must be made quite equal**=તદ્દન સરખા બનાવવા જોઇએ.
**To bite** (ટુ બાઇટ)=બચકું ભરવું.
**Trial** (ટ્રાયલ)=મુકદ્દમો, પરીક્ષા.
**The trial is over**=હવે મુકદ્દમો પુરો થયો છે.
**Size** (સાઇઝ)=માપ, કદ.
**Weight** (વેઇટ)=વજન.
**Indeed** (ઇનડીડ) ખરેખર.
**Do you think...for nothing**=શું તમે એમ ધારો છો કે મેં આ બધી માથાકુટ નકામી કરી છે?
**Fee** (ફી)=ફી, લવાજમ.
**Trying** (ટ્રાઇંગ)=તપાસણી.
**As he said** =જેવું તેણે કહ્યું.
**Crammed** (ક્રૅમ્ડ)=ખાઇ ગયો.
**What was left**=જે બાકી રહ્યું હતું.
**Dismissed** (ડિસમિસ્ડ)= બરખાસ્ત કરી.
**This was...to law**=ઇન્સાફ લેવા જતાં બિલાડીઓને જે મળ્યું તે આ હતું.

૧. એક વખત બે બિલાડીઓ હતી. તેઓ એકજ શહેરમાં રહેતી હતી અને ગાઢ મિત્રો (બહેનપણીઓ) હતી.

૨. એક બપોર પછી તે બેઉ સાથે ફરવા ગઈ અને એક ઉઘાડી બારીવાળે ઘેર આવી.

બિલાડીઓ ડોકીયું કર્યા સિવાય ઉઘાડી બારીમાંથી પસાર થતી નથી. બન્ને બિલાડીઓ ઉભી રહી અને ઓરડામાં જોતાં, એકજ વખતે તેમણે મેજ ઉપર એક પુરી જોઈ.

૩. ઓરડીમાં કોઈ હતું નહિ. એટલે બન્ને બિલાડીઓ હળવેથી સાથે ઠેકી, અને મેજ ઉપર કુદી પડી. તેઓએ પુરી પકડી લીધી અને તેના બે ટુકડા થયા ત્યાંસુધી તેની ખેંચતાણ કરી. દરેક બિલાડીએ જે ટુકડો પકડ્યો હતો તે લીધો અને બહાર નીચે જમીન ઉપર તે કુદી પડી.

૪. તેઓ પછી પુરી ખાવાને બગીચામાં દોડી ગઈ. પણ એક ટુકડો બીજા કરતાં મોટો હતો. એક બિલાડીએ કહ્યું, "આ કટકો મારો છે. મેં એને અહીંઆં આણ્યો છે." બીજીએ કહ્યું, "અરે ના, આપણે બન્નેએ એકજ વખતે પુરી જોઈ. આપણા બન્નેનો સરખો ભાગ હોવો જોઇએ." પહેલીએ કહ્યું, "મારો ટુકડો હું નહિ આપું." બીજીએ જવાબ આપ્યો, "તારે આપવોજ પડશે." પછી તેઓ લડવા ને એક બીજીને ન્હોર મારવા લાગી.

૫. એક ભુખ્યું વાંદરૂં બગીચાની દિવાલ ઉપર બેસી રહ્યું હતું. તેણે બિલાડીઓને કહ્યું, "તમે પુરી માટે કેમ લડો છો? તમે જો એક બીજીને મળતી થતી નથી તો ઇન્સાફ મેળવવા કોર્ટમાં કેમ જતી નથી? ન્યાયાધીશ યોગ્ય રીતે તમારી તકરાર પતવશે." બન્ને બિલાડીઓએ કહ્યું, "હા! હા! ચાલો આપણે ઇન્સાફ મેળવવા જઇએ."

૬. આમ બિલાડીઓ ઇન્સાફ મેળવવા ગઈ. વાંદરૂં ન્યાયાધીશ થયું અને દિવાલની ટોચે સુંદર છાયાવાળી જગ્યામાં તેણે પોતાની

કચેરી ભરી. તેણે શરૂ કર્યું, " હા હું જોઉ છું. આ ટુકડો બીજા કરતાં મોટો દેખાય છે. પણ મને ખાત્રી કરવા દો. હું તેમનું વજન કરીશ." પછી તેણે ત્રાજવાં લીધાં અને એકેક પલ્લામાં એકેક ટુકડો રાખી પુરીના બે ટુકડાને જોખ્યા.

૭. ન્યાયાધીશે કહ્યું, " મેં ધાર્યું હતું તેવું જ બરાબર છે. આ ટુકડો આના કરતાં ભારે છે. મારે તેને થોડોક હલકો બનાવવો જોઇએ." એટલે તેણે મોટા ટુકડામાંથી થોડોક કરડી ખાધો અને પલ્લામાં તેને પાછો મૂકયો. તેણે ટીકા કરતાં કહ્યું, " હવે બીજો ટુકડો વધારે વજનદાર થયો." અને તેમાંથી થોડોક કરડી ખાધો.

૮. હવે બિલાડીઓને બેચેની થવા લાગી. તેમણે કહ્યું, "અમને પુરી પાછી આપો. એક ટુકડા કરતાં બીજો મોટો છે એની અમને ફિકર નથી. અમને પુરતો સંતોષ થયો છે."

૯. પ્રામાણિક ન્યાયાધીશે જવાબ આપ્યો, " મારી વ્હાલી બાનુઓ, તમે બરાબર સંતોષ પામ્યાં હો તોપણ કૉર્ટ સંતોષ પામી નથી. બન્ને ટુકડાઓને તદ્દન સરખા બનાવવા જોઇએ." એ પ્રમાણે તેણે પ્રથમ પહેલા ટુકડાને ને પછી બીજા ટુકડાને, તેમના જરા જરા ટુકડા રહ્યા ત્યાંસુધી કરડવું ચાલુ રાખ્યું.

૧૦. ન્યાયાધીશે કહ્યું, " હવે ચુકાદો પુરો થયો. આ બે ટુકડાઓ બરાબર સરખા માપના અને સરખા વજનના છે."

૧૧. બિલાડીઓએ કહ્યું, " અમને તે આપો." વાંદરાએ જવાબ આપ્યો, " ખરેખર નહિ. શું તમે એમ ધારો છો કે મેં આ માથાકુટ ફોગટ કરી છે? મુકદ્દમો ચલાવવા માટે મને બદલો (ફી) મળવો જોઇએ."

૧૨. આમ કહેતાં જે બાકી રહ્યું હતું તે તેના મોંમાં ગટ કરી ગયો અને કચેરી બરખાસ્ત કરી. ઇન્સાફ મેળવવા જતાં બિલાડીઓને જે મળ્યું તે આ હતું.

---

## Grammar

Interjection (ઇન્ટરજેક્શન)= કેવળપ્રયોગી અવ્યય.

Eight parts of speech= ભાષાના આઠ ભાગો.

All words belongs to one of these eight classes=બધા શબ્દો આ આઠમાંથી એક વર્ગના હોય છે.

Thrown in between= બેની વચમાં નાખેલો.

Inter (ઇન્ટર)=વચલો,મધ્યમાંનો.

Really (રીઅલિ)=ખરેખર.

---

## 7. Speak Gently=નમ્રતાથી બોલો.

It is better=તે ઉત્તમ છે.

Far (ફાર)=ઘણુંજ.

To rule (ટુ રૂલ)=અધિકાર ચલાવવો.

Fear (ફીઅર)=બીક, ભય.

To rule by love than fear=ભયના કરતાં પ્રેમથી અધિકાર ચલાવવો.

Harsh (હાર્શ)=કડવા, કઠોર.

Mar (માર)=બગાડવું.

Let no harsh words mar= કડવા શબ્દોથી બગડવા ન દો.

Good (ગુડ)=ભલું.

We might do here= આપણે જગતમાં કરીએ.

Love (લવ)=પ્રેમ.

Be sure (બી સ્યોર)=ખાત્રીવાળા થાઓ.

To gain (ટુ ગેઇન)=મેળવવાને.

Tones=(ટોન્સ)=અવાજને.

Mild (માઇલ્ડ)=નરમાશથી, નમ્રતા ભરેલા.

In gentle tone and mild= નમ્ર અને મધુર અવાજમાં.

Remain (રીમેઇન)=રહેવું, ટકવું.

It may not long remain= લાંબો વખત તે (બાળપણ) રહેશે નહિ

To the aged one (ટુ ધી એજેડ વન)=ઉમર લાયકને, ઘરડાને.

Grieve (ગ્રીવ)=સંતાપવું.

Care–worn ( કૅર વૉન )= ચિંતાથી ઘસાએલું.

Heart (હાર્ટ)=હૈયું, અંતઃકરણ.

Course (કોર્સ)=પ્રવાહ.

**Of life** (ઑફ લાઇફ)=જીવનનો.
**Is nearly run**=લગભગ પુરો થવા આવ્યો છે.
**Peace** (પીસ)=શાંતિ.
**Depart** (ડીપાર્ટ)=વિયોગ થવો, છુટા પડવું.
**The poor** (ધી પુઅર) ગરીબ.
**Be heard**=સંભળાય.
**They have enough**=તેમને બસ છે.
**They must endure** (ધે મસ્ટ એંડયોર)=તેમણે સહન કરવું જોઇએ.
**Endure** (એંડયોર)=સહન કરવું.
**Unkind** (અનકાઇન્ડ)= અપ્રિય, કઠોર.
**'Tis a little thing**=તે નજીવી વસ્તુ છે.
**Joy** (જોય)=આનંદ.
**May bring**=લાવે.
**Long days to come shall tell**=તે આગળ ઉપર આવવાના (ભવિષ્યના) દિવસો કહેશે.

૧. નમ્રતાથી બોલો! ભયના કરતાં પ્રેમથી રાજ્ય કરવું એ ઘણું સારૂં છે. નમ્રતાથી બોલો! આપણે જગતમાં કંઇ ભલું કરીએ તે કડવા શબ્દોથી બગડવા દો નહિ.

૨. નાના બાળકો સાથે નમ્રતાથી બોલો, તેના પ્રેમને મેળવવા ખાત્રી રાખજો. તેને નમ્ર અને મધુર શબ્દોમાં શીખવજો. તે (બાળપણું) લાંબો વખત ટકશે નહિ.

૩ વૃદ્ધો સાથે નમ્રતાથી બોલો. તેમના ચિંતાથી ખવાએલા હૃદયને સંતાપો નહિ. તેમના જીવનનો પ્રવાહ લગભગ વહી જવા આવ્યો છે. એવાઓને શાંતિમાં છુટા પડવા દો.

૪. મમતાથી અને નમ્રતાથી ગરીબ તરફ બોલો. એક પણ કડવો અવાજ સંભળાવા દો નહિ. તેમને તે (કડવા શબ્દો) ઘણા છે, એક પણ અપ્રિય શબ્દ વિના તેમને સહન કરવા દો.

૫. નમ્રતાથી બોલો!—એ એક નજીવી વસ્તુ છે. અરે, તેને સારી રીતે કરવા યત્ન કરો! તેમાંથી જે ભલાઇ, જે આનંદ આવે તે આગળ ઉપર આવવાના દિવસો કહેશે.

## Grammar

Sentences(સેન્ટન્સીઝ)=વાક્યો.
Subject (સબ્જેક્ટ)=કર્તા.
Predicate (પ્રેડિકેટ)=વિધેય, ક્રિયા.
Generally (જનરલિ)=સામાન્ય રીતે.
Expressed (એક્સપ્રેસ્ડ)= કહેવામાં આવ્યો. વ્યક્ત કર્યો.
Understood (અન્ડરસ્ટૂડ)= અધ્યાહાર.
Such (સચ)=એવા.

---

## 8. The Rose=ગુલાબ.

Rose (રોઝ)=ગુલાબ.
Lovely (લવલિ)=આકર્ષક, પ્રેમ ઉત્પન્ન કરે તેવું.
That smell (ધૅટ સ્મેલ)=જે સુગન્ધી આપે છે.
As sweet (ઍઝ સ્વીટ)=તેટલું મધુર.
So (સો)=એવાં.
Beautiful (બ્યુટિફુલ)= ખુબસુરત, રૂપાળાં.
World (વર્લ્ડ)=જગત.
Therefore (ધેરફૉર)=માટે, તે માટે.
Most (મોસ્ટ)=ઘણાખરા.
Parts (પાર્ટસ)=ભાગ.
Grows (ગ્રોઝ)=ઉગે છે.
Wild (વાઇલ્ડ)=જંગલી.
Roses (રોઝીઝ)=ગુલાબો.
May be seen=દેખાય છે.
Perfect (પરફેક્ટ) સંપૂર્ણ, પૂર્ણ.
Hundreds (હન્ડ્રેડ્ઝ)=સેંકડો.
Varieties (વૅરાઇટિઝ)=જાતો, તરેહો.
Different (ડિફરન્ટ)=જુદાજુદા, તરેહતરેહના.
Colours (કલર્સ)=રંગો.
White (ડ્વાઇટ)=સફેદ.
Red (રેડ)=લાલ.
Yellow (યલો)=પીળાં.
Rose colour (રોઝ કલર)= ગુલાબી રંગ.
Pink (પિન્ક)=ગુલાબી રંગ.
Tint (ટિન્ટ)=છાંટ.
Pink tint=ગુલાબી રંગની છાંટ.
Cheeks (ચીક્સ)=ગાલ.

Cold countries ( કોલ્ડ કન્ટ્રિઝ )=ઠંડા પ્રદેશો.
Sign (સાઇન)=નિશાની, ચિહ્ન.
Health (હેલ્થ)=તન્દુરસ્તી.
Bushes (બુશીઝ) છોડવાઓ.
Often (ઑાફ્ન)=વારંવાર.
Sharp (શાર્પ)=તીણા, તિક્ષ્ણ.
Thorns (થૉર્ન્સ)=કાંટા.
Prick (પ્રિક)=ભોંકાવું.
Sweetest (સ્વીટેસ્ટ)=મધુરમાં મધુર.
Sharpest (શારપેસ્ટ) તિક્ષ્ણમાં તિક્ષ્ણ.
Delhi (દિલ્હી)=શહેરનું નામ.
Nur-jehan ( નુરજહાન )= નુરજહાન.
The light of the world= જગતનું તેજ.
Husband (હસબન્ડ)=ધણી.
Mughal (મુઘલ)=મોગલ વંશનો.
Jehangir (જહાંગિર)=રાજાનું નામ.
Bath (બાથ)=સ્નાન.
Filled with=થી ભરીને.
To scent (ટુ સેન્ટ)=સુગન્ધીદાર) કરવું.
In the bath=ન્હાવાના પાણીમાં.
Happened=(હેપન્ડ)=બન્યું.

Sort (સોર્ટ)=જાત.
Oil (ઓઇલ)=તેલ.
Floating (ફ્લોટિંગ)=તરતું.
Touched (ટચ્ડ)=અડી.
Handkerchief (હેન્ડકરચીફ)= રૂમાલ.
Found (ફાઉન્ડ)=માલમ પડયું.
Scent (સેન્ટ)=સુગન્ધી, સુગન્ધી તેલ.
Attar (અત્તર)=અત્તર, સુવાસિત તેલ.
Perfume (પરફ્યુમ)=અત્તર.
Finest (ફાઇનેસ્ટ)=સુન્દરમાં સુન્દર.
Otto of Rose (ઓટો ઑાફ રોઝ)=ગુલાબનું અત્તર.
Is grown (ઇઝ ગ્રોન)= ઉગાડવામાં આવે છે.
Persia (પરસીઆ)=ઇરાન.
Turkey (ટર્કિ)=તુર્કસ્તાન.
Cashmere (કાશ્મીર)=કાશ્મીર.
For the sake (ફૉર ધી સેઇક)= ને માટે, ને ખાતર.
Scent (સેન્ટ)=અત્તર, સુગન્ધી તેલ.
Common (કૉમન)=સામાન્ય.
Rose-water (રોઝ વૉટર)= ગુલાબજળ.

**Rare** (રેર)=જવલ્લે.
**Very rare**=ઘણુંજ જવલ્લે.
**Costly** (કૉસ્ટલિ)=કિંમતી,મોંઘું.
**Large number**=મોટી સંખ્યા.
**Freshly** (ફ્રેશલિ)=તાજેતર, તાજાં.
**Picked** (પિકડ)=તોડેલાં.
**Closed** (ક્લૉઝડ)=બંધ, બંધ કરેલું.
**Vessel** (વેસલ)=વાસણ.
**Little water**=થોડું પાણી.
**Is heated**=તપાવવામાં આવે છે.
**Vapour** (વૅપર)=વરાળ.
**Rises** (રાઇઝીઝ)=ઉપર ચઢે છે.
**Is made to pass**=પસાર કરવામાં આવે છે.
**Tube** (ટ્યુબ)=નળી.
**Shallow** (શૅલો)=છાછરા, છીછરા.
**Pans** (પૅન્સ)=તાવડા, કથરોટ.
**Several** (સેવરલ)=કેટલાક.
**During** (ડ્યુરિંગ)=દરમ્યાન.
**Carefully** ( કેઅરફુલિ )= સંભાળપૂર્વક, કાળજીથી.
**Feather** (ફીધર)=પીંછું.
**Valuable** (વૅલ્યુએબલ)=કિંમતી.
**One hundred thousand**= એક લાખ.
**Tola** (તોલા)=રૂપીઆભાર.
**Rupee's** (રૂપીઝ)=રૂપીઆનું.
**Is sold** (ઇઝ સોલ્ડ)=વેચાય છે.
**Invite** (ઇનવાઇટ)=આમંત્રણ દેવું.
**Visitors** (વિઝીટર્સ)=મુલાકાત લેનારાઓ, અતિથિઓ.
**Sprinkle** (સ્પ્રિંકલ)=છાંટવું.
**Leave** (લીવ)=છોડીને જવું, વિદાય થવું.

૧. ગુલાબ સુંદર ફૂલ છે. બીજાં કેટલાંક ફૂલો છે તે તેના જેટલાં મધુર સુગન્ધીદાર છે, પણ એટલાં ખુબસુરત નથી. બીજાં કેટલાંક એટલાંજ ખુબસુરત છે, પણ સુગન્ધીમાં એટલાં મધુર નથી. ગુલાબ જેવું એકે ફૂલ જગતમાં નથી કે જે ખુબસુરત અને મધુર બન્ને હોય. તેથી તેને ફૂલોની રાણી કહેવામાં આવે છે.

૨. દુનીઆના ઘણા ખરા ભાગોમાં ગુલાબ કુદરતી રીતે ઉગે છે, પણ આ શની (વગર વાવે ઉગેલ) ગુલાબ, બાગના ગુલાબ જેવાં બહુ મોટાં હોતાં નથી, કે એટલાં ખુબસુરત હોતાં નથી, કે નથી હોતાં એટલાં મધુર સુગન્ધીમાં. ઇંગ્લેન્ડના દરેક બાગમાં આ મધુર ફૂલ જોવામાં આવે છે, અને તેના સિવાય એકેય બાગ સંપૂર્ણ થતો નથી.

૩. કેટલાંક નાનાં, કેટલાંક મોટાં; એવી ગુલાબની સેંકડો જાતો છે. કેટલાંકને સફેદ, કેટલાંકને રાતો, કેટલાંકને પીળો; એવો તેમને જુદો જુદો રંગ હોય છે. એક રંગ ગુલાબી રંગ નામે ઓળખાય છે, જે થંડા પ્રદેશમાં રહેતાં બાળકોના ગાલ ઉપર દેખાતી ગુલાબી છાંટ છે, અને તે તન્દુરસ્તીની નિશાની છે.

૪. ગુલાબ મોટાં ઝાડ ઉપર થતાં નથી, પણ છોડવા ઉપર થાય છે. આ છોડવાઓને ઘણી વાર તિક્ષ્ણ કાંટા હોય છે, તે જો આપણે અડકીએ તો આંગળીએ ભોંકાય છે. મધુરમાં મધુર ગુલાબને તિક્ષ્ણમાં તિક્ષ્ણ કાંટા હોય છે.

૫. એક વખત દિલ્હીમાં નૂરજહાન અથવા "જગતનું તેજ" નામે ખુબસુરત રાણી હતી. તેનો ધણી જહાંગિર નામે મહાન મોગલ શહેનશાહ હતો. તે ઘણીક વખત પોતાનું સ્નાન સુવાસિત કરવા પાણીને ગુલાબથી ભરાવતી. એક વખત ગુલાબ બે કે ત્રણ દિવસ નહાવાના પાણીમાં રહ્યાં. એવું બન્યું કે રાણીએ તે તરફ જોયું અને પાણીને મથાળે એક પ્રકારનું તેલ તરતું જોયું. પોતાના રૂમાલથી તેણે તેને અડકી જોયું અને માલમ પડયું કે તેને મધુર સુવાસ છે. તેણે તેને "જહાંગીરનું અત્તર" અથવા "જહાંગિરનું સુવાસિત તેલ" એવું નામ આપ્યું. એ હિન્દુસ્તાનમાં સારામાં સારૂં સુવાસિત હોય તેને હવે અત્તર કે સુવાસિત તેલ કહેવામાં આવે છે. યુરોપમાં તેને "ગુલાબનું તેલ" કહેવામાં આવે છે.

૬. ગુલાબને તેમાંથી બનતા સુગંધીદાર તેલ માટે ઈરાન, તુર્કસ્તાન અને કાશ્મીરમાં બાગોમાં ઉગાડવામાં આવે છે. તેમાંથી બે જાતનું સુગન્ધી તેલ બનાવવામાં આવે છે. એક સામાન્ય જાત ગુલાબજળ કહેવાય છે અને બીજું ગુલાબનું અત્તર કે જે ઘણું દુર્લભ અને ઘણું કિમતી હોય છે.

૭. તાજાં તોડેલાં ગુલાબને મોટી સંખ્યામાં થોડા પાણીવાળા બંધ વાસણમાં રાખીને ગુલાબજળ બનાવવામાં આવે છે. પછી વાસણને

તપાવવામાં આવે છે. જે વરાળ ઉંચે ચઢે છે તેને એક નળીમાંથી ઠંડા વાસણમાં લઈ જવામાં આવે છે, જ્યાં તે ફરીથી પાણી થાય છે. આ ગુલાબજળ છે.

૮. ગુલાબજળમાંથી ગુલાબનું અત્તર બનાવવામ આવે છે. ગુલાબજળને છીછરા તાવડામાં રેડવામાં આવે છે, જેમને કેટલાક દિવસ હવામાં ખુલ્લા રાખવામાં આવે છે. રાત દરમ્યાન જરાક તેલ પાણીની સપાટી ઉપર આવે છે. તેને કાળજીપૂર્વક પીંછાથી લઇ લેવામાં આવે છે. આ તેલ તે ગુલાબનું તેલ છે. તે ઘણું જ કિંમતી હોય છે. એક તોલો અથવા એક રૂપીઆભાર અત્તર બનાવવાને એક લાખ ગુલાબ લે છે. ઘણી વખત આ એક સો રૂપીએ તોલો વેચાય છે.

૯. જ્યારે પૈસાદાર લોકો પોતાને ઘેર મહેમાનોને આમંત્રે છે ત્યારે તેઓ ગુલાબજળ અને કોઇક વખત ગુલાબના તેલને તેઓ પાછા જાય છે ત્યારે છાંટે છે.

---

## Grammar

**Classes** (કલાસિઝ)=વર્ગો.

**Proper noun** (પ્રૉપર નાઉન)= વિશેષનામ

**Proper** (પ્રોપર)=બરાબર, ચોક્કસ.

**Common noun** (કૉમન નાઉન)= સામાન્ય નામ.

**Abstract** (ઍબસ્ટ્રૅક્ટ)= ભાવવાચક. ભાવ ઉપરથી જણાય તે.

**Abstract noun** (ઍબ્સ્ટ્રૅક્ટ નાઉન)=ભાવવાચક નામ.

**Collective noun** (કલેક્ટિવ નાઉન)=સમૂહ-વાચક નામ.

**Material noun** (મટીરીઅલ નાઉન)=પદાર્થ વાચક નામ.

**Iron** (આયર્ન)=લોઢું.

**Sugar** (સુગર)=ખાંડ. (શેરડી.)

---

## 9. The Tailor and the Carpenter=
## દરજી અને સુથાર.

Tailor (ટેલર)=દરજી.
Carpenter (કારપેન્ટર)=સુથાર.
Journey (જર્નિ)=મુસાફરી.
On a journey (ઑન એ જર્નિ)=
મુસાફરીએ.
Set out (સેટ આઉટ)=નિકળ્યો.
The story is told=
વાર્તા કહેવાય છે.
By gone (બાય ગૉન)=
પહેલાંના, પ્રાચીન.
Of by gone days=
જુના જમાનાની.
Tall (ટૉલ)=ઉંચો.
Stout (સ્ટાઉટ)=
મજબુત બાંધાનો, ભભરદાર.
Bold (બોલ્ડ)=બહાદુર,
હિંમતવાળો.
Small but bold=
નાનો પણ હિંમતવાળો.
Lay through (લે થ્રુ)=
માં થઇને જતો હતો.
A deep dark wood=
ગાઢ અંધારૂં જંગલ.
Wood (વુડ)=જંગલ.
Rocks (રૉકસ)=ટેકરીઓ,
ડુંગરાઓ.
Led (લેડ)=દોરવતો હતો.
Fierce (ફીયર્સ)=વિકાળ, ભયંકર.
Wild beast=જંગલી પ્રાણી.
What should we do=
આપણે શું કરીશું.
I'd very soon drive=
હું બહુજ જલ્દીથી હાંકી કાઢું.
Boastfully (બોસ્ટફુલિ)=
અભિમાનથી.
Fear (ફીયર)=ગભરાવું.
While I am here=
જ્યાંસુધી હું અહીંયાં છું
ત્યાંસુધી.
Scarcely (સ્કૅર્સલિ)=
ક્વચ્ચે, ભાગ્યેજ.
Had he said=તેણે કહ્યું.
Trust me (ટ્રસ્ટ મી)=મારો
વિશ્વાસ રાખ.
Bear (બીયર)=રીંછ.
From the wood=
ઝાડીમાંથી.
Rushed out=બહાર ધશી આવ્યું
You would...loud=
તમે મોટેથી હસી પડ્યા હોત.
Fright (ફ્રાઇટ)=બીક.

Nearest (નીયરેસ્ટ)=છેક નજીકના.
Quickly (કિવકલિ)=ઝડપથી.
Ran (રૅન)=દોડયો.
Climbed (કલાઇમ્બ્ડ)=ચઢયો.
Lofty (લૅાફ્ટિ) ઉંચી.
He give not...the little man=તેણે નાના માણસનો વિચાર કર્યો નહિ.
Just before=થોડીવાર પહેલાં.
Had promised (હૅડ પ્રોમિસ્ડ)= વચન આપ્યું હતું.
To save (ટુ સેવ)=બચાવવાને.
The tailor was bold= દરજી હિંમતવાળો હતો.
Instead of running (ઇન્સ્ટેડ ઑફ રનિંગ)=દોડી જવાને બદલે.
He lay...on the ground= જમીન ઉપર ચતાપાટ મરી ગયો હોય તેમ સુતો.
Sniff (સ્નિફ)=સુંઘવું, બોલાવીને સુંઘવું.
Hair (હેર)=વાળ.
Grunting (ગ્રન્ટિંગ)=ઘુરઘુર અવાજ કરતું.
I do declare=હું ચોકકસ જણાવું છું.
Declare (ડીકલેર)=બહાર પાડવું.
Whisper (વિસ્પર)=કાનમાં કહેવું.
Have nothing to do= કંઇ લેવા દેવા ન રાખવી.
Warning (વોરનિંગ)=ચેતવણી.
Whispered (ઉવિસ્પર્ડ)=કાનમાં કહ્યું.
Intend (ઇન્ટેન્ડ)=ઇરાદો રાખું છું.
Advice (એડવાઇસ)=સલાહ.

૧. આ વાત જુના જમાનાની કહેવાય છે, કે બે મિત્રો એક વખત મુસાફરીએ નીકળ્યા. એક ઉંચો અને મજબુત સુથાર હતો, બીજો ઠીંગણો ને બહાદુર દરજી હતો.

૨. તેમનો રસ્તો ગાઢી અંધારી ઝાડીમાંથી પસાર થતો હતો. બાંટવાં, ડુંગરાઓ અને ઝાડોમાંથી જતો હતો. દરજીએ તેના મિત્રને કહ્યું, "જો વિક્રાળ જંગલી પશુ આવે તો આપણે શું કરીએ ?"

સુથારે તડાકો મારતાં કહ્યું, "હું પશુને ઘણું જલ્દી હાંકી કાઢું. તું બ્હીતો નહિ. મારા નાના મિત્ર, જ્યાંસુધી હું અહીયાં છું ત્યાંસુધી આજે તને કંઇ ઇજા થવાની નથી."

૪. "પણ મારો વિશ્વાસ રાખજે" એટલું તો તે ભાગ્યેજ બોલ્યો હશે, એટલામાં એક ભુખરા રંગનું રીંછ ઝાડીમાંથી ધસી આવ્યું. ઉંચા અને મજબુત સુથારની બ્હીક જોઇ તમે તો મોટેથી હસી જ પડ્યા હોત.

૫. છેક નજીકના ઝાડ તરફ તે ઝડપથી દોડી ગયો અને ઉંચી ડાળ ઉપર ચઢી ગયો. તેણે ઠીંગણા માણસ, જેને બચાવવાનું ઘડી પહેલાં વચન આપ્યું હતું, તેનો વિચાર સરખોય કર્યો નહિ.

૬. દરજી બહાદુર હતો.—તેણે અવાજ સરખો કર્યો નહિ. તે શબ્દ સરખોય બોલ્યો નહિ; પણ દૂર દોડી જવાને બદલે ચતાપાટ જમીન ઉપર ઘણી જ શાંતિથી સુતો, કે જે તે બહાદુર છે એમ ફક્ત નહોતું બતાવતું પણ સાથે લુચ્ચો પણ બતાવતું હતું.

૭. તે સુતો હતો તેમ રીંછ તેની આસપાસ ફર્યું અને તેના પગે શ્વાસ લઇ સુંઘી જોયું અને વાળમાં સુંઘી જોયું; અને ઘુરઘુર કરતું તે જાણે એમ કહેતું ભાગી ગયું કે "કેમા હું બાતીબંધ જાહેર કરૂં છું કે, આ માણસ મરેલો છે."

૮. ફરીથી સુથાર ઘણો બહાદુર બન્યો. જ્યારે રીંછ ગયું ત્યારે તે બોલ્યો, "મારા નાના મિત્ર તેણે તને શું કહ્યું? તેણે તને તારા કાનમાં શું કહ્યું?"

૯. દરજીએ કહ્યું, "નઠારીયા સાથે મારે લેવા દેવા ન રાખવી કે જે ચેતવણી આપ્યા સિવાય ભાગી જાય. એમ તે રીંછે મને કાનમાં કહ્યું. અને હું તેની સલાહ પ્રમાણે વર્તવા માગું છું. સાહેબજી."



## Grammar

Adjective (ઍડજેક્ટિવ)=વિશેષણ.

Is meant (ઇઝ મીન્ટ)=અર્થ થાય છે.

Quality (કૉલિટિ)=ગુણવાચક; ગુણ.

Number (નંબર)=સંખ્યાવાચક.

Quantity (કૉન્ટિટિ)=જથા વાચક.

Demonstrative (ડીમૉન્સ્ટ્રેટિવ)=દર્શક.

Containing (કન્ટેઇનિંગ)=માં આવતું.

---

## 10. Rice=ચોખા.

Chief (ચીફ)=મુખ્ય.

Food (ફૂડ)=ખોરાક.

more than half=અર્ધા ઉપર.

People (પીપલ)=લોકો.

Grows well=સારી રીતે પાકે છે.

Hot countries=ગરમ પ્રદેશો.

Much rain (મચ રેઇન)=પુષ્કળ વરસાદ.

Plenty (પ્લેન્ટિ)=પુષ્કળ.

Paddy (પૅડિ)=ડાંગરના રોપ.

Grain (ગ્રેઇન)=અનાજ.

Cleaned (ક્લીન્ડ)=સાફ કરવામાં આવે છે.

Rainy season(રેઇની સીઝન)=ચોમાસું, વરસાદની ઋતુ.

Season (સીઝન)=ઋતુ.

Getting full=ભરાઈ જાય છે.

Village people=ગામડાના લોક.

In growing rice=ડાંગર રોપવામાં.

Farmer (ફારમર)=ખેડૂત.

Plough (પ્લાઉ)=હળ.

Ploughs (પ્લાઉઝ)=ખેડે છે.

Earth is quite soft=જમીન તદ્દન પોચી થાય છે.

Corner (કૉરનર)=ખુણો.

Bundles (બન્ડલ્સ)=જુડીઓ.

Sows (સોઝ)=વાવે છે.

Paddy seeds=ડાંગરનું ધરૂ.

Seeds (સીડઝ)=બીયાં.

Pulls (પુલ્સ)=ખેંચી કહાડે છે.

By the roots=મૂળીઆમાંથી.

Mud (મડ)=કાદવ.

Ties (ટાઇઝ)=બાંધે છે.

Bundles (બન્ડલ્સ)=જુડીઓ.
Young plants=તાજા રોપાઓ.
Stand in line=હારબંધ ઉભી રહે છે.
Push (પુશ)=ખોસે છે, ઘાલે છે.
Take root (ટેઇક રૂટ)= મૂળીયું આવે છે.
Thirsty (થર્સ્ટિ)=પાણી ભૂખ્યાં, તરસ્યાં.
Is ripe (ઇઝ રાઇપ)=પાકે છે.
Stalk (સ્ટૉક)=ડીંડું.
Brown (બ્રાઉન)=ભૂખરાં.
Plants fall over on one side=છોડવાઓ એક બાજુએ ઢળી જાય છે.
Rains have stopped= વરસાદનાં ઝાપટાં બંધ થયાં છે.
Reap (રીપ)=લણવું.
Sickles (સિકલ્સ)=દાતરડાં.
Cut off=કાપી નાખે છે.
Ripe grain=પાકા દાણા.
Put it all in one place= એક જગ્યાએ એકઠાં કરે છે.
Have been reaped=લણાઈ જાય છે.
Straw (સ્ટ્રૉ)=પરાળ.
Must be parted from the straw=પરાળમાંથી જુદા પાડવા જોઇએ.
Falls away=ખરી પડે છે.
Is put into=ભરવામાં આવે છે.
Chooses (ચુઝિઝ)=પસંદ કરે છે.
Smooth (સ્મૂધ)=લીસું, સુંવાળું.
Sieve (સીવ)=સુપડું.
Blows away=ઉરાડી દે છે.
Paddy (પૅડિ)=ડાંગર.
Heap (હીપ)=ઢગલો.

૧. જગતમાં અર્ધા કરતાં વધારે લોકોનો ખોરાક ચોખા છે. તે ગરમ પ્રદેશોમાં જ્યાં વધારે વરસાદ હોય ત્યાં પાકે છે. કારણ કે તેને સારી રીતે પકવવા પુષ્કળ પાણી જોઇએ છીએ.

૨. ચોખાના છોડને ડાંગર કહેવામાં આવે છે. જ્યારે દાણા ચોકખા કરીને ખાવા લાયક બનાવે છે ત્યારે તે ચોખા કહેવાય છે.

૩. હવે ચોમાસું શરૂ થયું છે. તળાવો બધાં ભરાવા લાગ્યાં છે. નદીઓ પણ પાણીથી ભરાવા આવી છે, અને ગામડાના લગભગ બધા લોકો ચોખા વાવવાના કામમાં રોકાએલા છે.

૪. ખેડુત તેના બળદો અને હળ ખેતરમાં લઈ જાય છે અને ખેતરને ફરીથી ને ફરીથી જમીન પોચી થતાં સુધી ખેડે છે.

૫. ખેતરના એક ખુણામાં તે કેટલાંક ડાંગરનાં બીજ વાવે છે. જ્યારે ચોખાના નાના રોપાઓ એક ફુટ જેટલા ઉંચા થાય છે, ત્યારે તેમને તે મૂળીઆં સાથે નરમ કાદવમાંથી બહાર ખેંચી કાઢે છે અને જુડીઓમાં બાંધી દે છે.

૬. પછી કુમળા રોપાઓની જુડીઓને માણસો ખેતરની આરપાર હારબંધ ઉભેલી સ્ત્રીઓ પાસે લાવે છે. સ્ત્રીઓ રોપાઓ લે છે અને તેમને નરમ કાદવમાં ખોસે છે.

૭. થોડા દિવસ પછી કુમળા ચોખાના રોપાઓને મૂળ આવે છે અને વધવા માંડે છે. તે ઘણા તરસ્યા હોય છે. તેમને પુષ્કળ પાણી પીવાને જોઈએ છે. તેમનાં મૂળ જમીનમાંથી ખોરાક ચુસે છે. તેઓ દરરોજ વધારે ને વધારે મોટા થાય છે.

૮. આખરે એ મહિને ડાંગર પાકે છે. દરેક ડીંટે ચોખાના પચાસથી સાઠ દાણા ઉગશે. પહેલાં ડાંગર લીલી દેખાય છે, પછી ભુખરી દેખાય છે, ને છેલ્લે પીળી દેખાય છે. દાણા એટલા વજનદાર હોય છે કે રોપાઓ એક બાજુ ઢળી પડે છે.

૯. હવે વરસાદનાં ઝાપટાં બંધ થયાં છે અને તેજસ્વી સૂર્યનો તાપ પડે છે. હવે ડાંગર લણવાનો વખત થયો છે. માણસો દાતરડા સાથે ખેતરમાં જાય છે, પાકા દાણાને કાપી લે છે, અને એક ઠેકાણે એકઠા કરે છે.

૧૦. જ્યારે બધાં ખેતરો લણાઈ જાય છે ત્યારે પરાળથી દાણાને છૂટા પાડવામાં આવે છે. ખેડુત ડાંગરની જુડીઓ ઉપર બળદોને ગોળ ચક્કર ફેરવે છે.

૧૧. થોડા વખત પછી પરાળમાંથી દાણા ખરી જાય છે. પછી પરાળ લઈ લેવામાં આવે છે. ખેડુત એક સુંવાળો જમીનનો ટુકડો

પસંદ કરે છે અને સૂપડામાંથી જેને તે ઉંચે ધરી રાખે છે તેમાંથી જમીન ઉપર દરેડો કરે છે અને પછી નાના પરાળના ટૂકડા ઉરાડી દે છે. વજનદાર ડાંગર ઢગલામાં જમીન ઉપર પડે છે.

---

## Grammar.

Transitive ( ટ્રાન્ઝિટિવ )= સકર્મક.
Intransitive (ઇનટ્રાન્ઝિટિવ)= અકર્મક.
Complete ( કંપ્લીટ )=પુરો.
Blow ( બ્લો )=ઘા.
Action ( એકશન )=કાર્ય.
Goes across = આરપાર જાય છે.

---

## 11. The Ant and the Grasshoppers

## ૧૧. કીડી અને તિતિઘોડો.

Merrily ( મેરિલિ )=આનંદી, ખુશ ખુશ,
Chirping ( ચર્પિંગ )=ચું ચું અવાજ કરતો.
Grasshopper (ગ્રાસહોપર)= તિતિઘોડો.
Frisked ( ફ્રિસ્કડ )=આનંદ કર્યો; ઠેકડા માર્યા.
Hay ( હે ) = સૂકું ઘાસ.
Enjoying ( એન્જોઈંગ )= આનંદ કરતો.
Hopping ( હૉપિંગ ) = કુદતાં, ઠેકડા મારતાં.
Weary ( વીઅરિ )= થાકતા; થાકી જવું.
Skipping ( સ્કિપિંગ )=કુદતા.
Hungry ( હંગ્રી ) = ભૂખ્યા.
Dreaming ( ડ્રીમિંગ )=વિચાર કરતાં.
Sorrow ( સૉરો )=દીલગીરી.
Never thinking=કદી વિચાર કરતો નહિ.
Cloud ( કલાઉડ )= વાદળ.
Might darken ( માઇટ ડારકન )= અંધારૂં કરે.
Tomorrow ( ટુ મૉરો )= આવતી કાલ.

Danced ( ડાન્સ્ડ )=નાચ્યો.

* Merry little fellows= આનંદી નાનાં જીવડાં.

Weather ( વેધર )= હવા, વાતાવરણ.

Busily ( બીઝિલિ )=ઉદ્યમથી, કામથી.

Plodding ( પ્લોડિંગ )=વૈતરૂં કરતી, મુસાફરી કરતી.

Struggled ( સ્ટ્રગલ્ડ )=મહેનત કરી.

Struggled on through = મહેનત કરીને આગળ જતી હતી, ફાંફાં મારતી હતી.

Ear ( ઇઅર )= ડુંડું.

Ear of wheat=ઘઉંનું ડુંડું.

As she tried her best= તેનાથી બને તેટલા બધાય યત્નથી.

To pass ( ટુ પાસ )=પસાર થવું.

Improper ( ઇમ્પ્રોપર )= અયોગ્ય.

Excuse ( એક્સક્યુઝ )=માફ કરશો.

Pray ( પ્રે )=પ્રાર્થના કરીને કહેવું.

Excuse me pray= પ્રાર્થના કરીને હું કહું છું કે મને માફ કરશો.

I don't wish=મારી મરજી નથી.

Rude ( રૂડ )= જંગલી, અવિવેકી.

To be rude=અવિવેકી થવું, જંગલી થવું.

Chat ( ચૅટ )= વાતચીત.

Nice chat=સુંદર વાતચીત.

Add ( ઍડ )= ઉમેરવું.

Store ( સ્ટોર )= સંગ્રહ.

Return ( રીટર્ન )= પાછા ફરવું, પાછા જવું.

Fetch ( ફેચ )= ખેંચી લાવવું.

While the days are long = જ્યારે દિવસો લાંબા હોય ત્યારે.

Rain falls fast=વરસાદ જોસબંધ પડે છે.

Wise ( વાઇઝ )= ડાહ્યો.

Be wise = ડાહ્યો થા.

Bright days last=ઉનાળાના દિવસો પહોંચે.

I do not see the good= હું તેમાં કંઈ સારૂં જોતો નથી.

It seems to me=મને લાગે છે.

You are spoiling ( યુ આર સ્પૉઇલિંગ ) તું ગુમાવે છે, બગાડે છે.

Spending ( સ્પેન્ડિંગ )= પસાર કરતી, ગાળતી.
Ceaseless ( સીઝલેસ )= અટક્યા સિવાય, સતત.
Toiling ( ટૉઇલિંગ )= મજૂરી, મહેનત કરતી.
Burden (બરડન)= વજન, ભાર,
Played ( પ્લેઇડ )= રમ્યા.
Of what she knew=જેના વિષે તે જાણતી હતી.
Down came the rain = વરસાદ આવ્યો.
Dying ( ડાઇંગ )= મરતા.
Dying lay=મરતા પડ્યા હતા.
Sunny day=તાપવાળા દિવસો.
Faintly ( ફેઇન્ટલિ )= ધીરેથી, ધીમે સાદે, ઝાંખી રીતે.
To the rest ( ટુ ધી રેસ્ટ = બાકીનાને.
Had we done = આપણે કર્યું હોત.
Don't forget=ભૂલતા નહિ.
To lay up=એકઠું કરી રાખવાને.
Rainy days=વરસાદના દિવસો.

૧. સૂકા ઘાસના ખેતરમાં તિતિઘોડાઓ આખો દિવસ આનંદથી ચીંચીં અવાજ કરતા ઠેકડા મારતા હતા. સવારથી સાંજ સુધી પોતાની મેળે ઝગમગ સૂર્યના તડકામાં આનંદ કરતા, ચારે પગે ઠેકતા અને કુદતા હતા. તેઓ કદી થાકતા નહિ, ભૂખ્યા થતા નહિ કે શોકનો વિચાર સરખો આવતો નહિ. કે આવતી કાલે વાદળાં અંધારશે એનો વિચાર થતો નહિ. તેઓ કુદતા, નાચતા અને તે આનંદી જીવડા સ્વચ્છ ગરમ હવામાં એક સામટા ખડખડાટ હસી પડતા.

૨. તે સૂકા ઘાસના ખેતરમાંથી એક કીડી મહેનત કરી કરી આરપાર જવા અટક્યા સિવાય પરાણે પરાણે આગળ વધતી હતી. ઘઉંના એક કાતરાને તેને ઘેર દરમાં સંભાળપૂર્વક લઈ જવા તેનાથી તે બનતો યત્ન કરતી હતી. એક નાના તિતિઘોડાએ કહ્યું, "થોભ, થોભ, થોભ, બોલ્યા સિવાય પસાર થવું એ ઘણું અયોગ્ય ગણાય." કીડીએ જવાબ આપ્યો, "મને મહેરબાની કરીને માફ કરશો, મારે અસભ્ય થવું નથી; પણ આજે હું ઘણા કામમાં રોકાએલી છું."

૩. "અરે એક મિનિટ તો ઉભી રહે અને એક ખુશકારક વાત તો કર." કીડીએ કહ્યું, "ના ના, હું તેમ કરી શકું તેમ નથી. હું મારા નાના ભંડારમાં આ દાણો ઉમેરીશ, અને પછી હું પાછી ફરીશ અને કેટલાક વધારે ખેંચી લાવીશ. જ્યારે દિવસો લાંબા છે, અને તેજસ્વી સૂર્યનો તાપ મને તન્દુરસ્ત રાખે છે ત્યારે હું સખત કામ ન કરૂં તો, જ્યારે જોરથી વરસાદ પડે ત્યારે હું ખોરાક વિનાની રહું. માટે ડાહ્યો થા, અને જ્યાંસુધી આ તાપના દિવસો પહોંચે ત્યાંસુધી કામ કર."

૪. તિતિઘોડાએ કહ્યું, "મને કંઈ વરસાદ વિષે વિચાર કરવો સારો લાગતો નથી. અહીંઆં પુષ્કળ ખોરાક છે. મને લાગે છે કે, તું તારૂં જીવન સતત મજુરીમાં તારા દિવસો ગાળીને ગુમાવે છે." એટલે કીડી તેના ભાર સાથે તેને રસ્તે પડી, જ્યારે તિતિઘોડાઓ સૂકા ઘાસમાં આમ તેમ રમવા લાગ્યા.

૫. પણ કીડી તો પોતે જે જાણતી હતી તે કહેતી હતી, અને તિતિઘોડાઓને તેના શબ્દો સાચા લાગ્યા. વરસાદ પડ્યો તેવાજ તે મરવા પડ્યા. તેઓએ કીડીનો અને તાપના દિવસોનો વિચાર કર્યો, અને તેમાંના એકે બાકીનાઓને ધીમેથી કહ્યું, "જો આપણે તેણે કહ્યું તેમ કર્યું હોત તો ઉત્તમ હતું." જ્યારે દિવસ લાંબા હોય અને તડકામાં તમે રમતા હો ત્યારે વરસાદના દિવસો માટે એકઠું કરવાને ભૂલશો નહિ."

---

## Grammar–ક્રિયાવિશેષણના વર્ગો.

Adverb( ઍડવર્બ )= ક્રિયા વિશેષણ.

Happens ( હૅપન્સ )= બને છે.

To deny=(ટુ ડીનાય) ના કહેવું.

Time ( ટાઇમ )= કાળવાચક.

Place ( પ્લેઇસ )= સ્થળવાચક.

Manner ( મેનર )= રીતવાચક.

Degree ( ડીગ્રી )= અંશવાચક. તુલનાવાચક.

Interrogative ( ઇન્ટરોગૅટિવ )= પ્રશ્નવાચક.

Negative ( નેગૅટિવ )= નકારવાચક.

---

## 12. Late Lateef = ૧૨. મોડો લતીફ.

Lateef ( લતીફ )= છોકરાનું નામ.
Late ( લેટ )= મોડો.
Happy ( હૅપી )= સુખી.
As a rule ( ઍઝ ઍ રૂલ )= નિયમ પ્રમાણે.
Parents ( પૅરન્ટસ )= માબાપ.
Fault ( ફૉલ્ટ )= ભૂલ, ખોડ, દોષ.
He had one great fault =તેનામાં એક મોટો દોષ હતો.
In time=વખતસર.
He was always late = તે હંમેશાં મોડો થતો હતો.
Was sent ( વૉઝ સેન્ટ )= મોકલવામાં આવ્યો.
Went with him=તેની સાથે ગયા.
At seven clock=સાત વાગ્યે.
Very first day=તે જ પહેલે દિવસે.
He was five minutes late =તે પાંચ મિનિટ મોડો થયો.
We must call you "Late Lateef"= અમારે તને મોડો થતો લતીફ કહેવો જોઇએ.
All the boys heard the master say=શિક્ષકને કહેતાં બધા છોકરાઓએ સાંભળ્યું.
Heard ( હર્ડ )= સાંભળ્યું.
Felt ashamed=શરમાઇ જતો, શરમાયો.
Kept on ( કેપ્ટ ઑન )=જારી રાખ્યું.
It was just the same at home=ઘર આગળ પણ એવું જ હતું.
Lay in bed=પથારીમાં પડી રહેતો.
Ten minutes longer=દશ મિનિટ વધારે વાર.
Went on playing=રમ્યા કરતો.
Quarter of an hour ( ક્વૉરટર )=પા કલાક સુધી.
Elder brother ( એલ્ડર બ્રધર )=મોટો ભાઇ.
Post will leave=ટપાલ ઉપડશે.
Half past three=સાડા ત્રણ વાગે.

**The post for that day had gone**=ટપાલ તે દિવસને માટે ઉપડી ગઈ હતી.
**Fair** ( ફેર )=મેળો.
**Was held**=ભરાતો હતો.
**Once a year**=વરસમાં એક વખત.
**Who could**=જે જઇ શકે.
**The fun** ( ધી ફન )=મઝા; રમતગમત.
**Races** ( રેઇસીઝ )= શરતની રમતો.
**Jugglers** ( જગલર્સ )=વાદીઓ, મદારીઓ.
**Games** ( ગેઇમ્સ )=રમતો.
**Tops** ( ટૉપ્સ )= ભમરડાઓ.
**Dolls** ( ડૉલ્સ )=ઢીંગલીઓ.
**Sweetmeats** ( સ્વીટ્‌મીટસ ) =મીઠાઇઓ.
**Far away**=ઘણે દૂર.
**As Lateef's parents did** =જેમ લતીફનાં માબાપ કહેતાં હતાં તેમ.
**By Railway** ( બાય રેલ્વે )= આગગાડીથી.
**Had been looking forward**=પહેલેથી રાહ જોતાં હતાં.
**To the fair**=મેળાની.
**Holiday** ( હૉલિડે )=તહેવાર રજાનો દિવસ.
**That day was to be a holiday**=તે દિવસે તહેવાર પળાતો હતો.
**For** ( ફૉર )=કારણ કે.
**All the boys...to the fair**=બધા છોકરાઓને મેળામાં જવું હતું.
**And so did the school-master**=અને એજ પ્રમાણે શાળાના શિક્ષકને પણ જવું હતું.
**Were sold** ( ઉવેર સોલ્ડ )= વેચાતી હતી.
**Cloth** ( ક્લોથ )=કપડું.
**Railway station** ( રેલ્વે સ્ટેશન )=આગગાડી ઉભી રહે છે તે જગ્યા.
**Station** ( સ્ટેશન )=અટકવાની જગ્યા, વિશ્રામસ્થાન.
**The train** ( ધી ટ્રેઇન)=ગાડી.
**The train leaves at half past eight** = ગાડી સાડા આઠે ઉપડે છે.
**Be ready**=તૈયાર થઈ રહેજો.
**All of you** = તમારામાંના બધાય.

And mind you are not late=અને ધ્યાન રાખજે કે તું મોડો થાય નહિ.

The train waits for nobody = ગાડી કોઇને માટે રાહ જોતી નથી.

We shall be left behind =આપણે પાછળ રહી જઇશું.

Shouted (શાઉટેડ)=બુમ પાડી.

He may have run on in front=તે આગળથી દોડી ગયો હશે.

Miss ( મિસ )=ચુકવું. ( ગાડી).

We shall miss the train=આપણે ગાડી ચુકીશું.

Set out (સેટ આઉટ )= નીકળ્યા.

Teikets ( ટિકિટ્સ )=ટિકિટો.

Take your seat=તમારી જગ્યાએ બેસો.

Railway guard (રેલ્વે ગાર્ડ) ગાડીનો ગાર્ડ.

Be quick ( બી ક્વીક )= જલ્દીથી.

Room ( રૂમ )=જગ્યા.

There will be no room =જગ્યા રહેશે નહિ.

Carriage ( કેરેઇજ )=ડબો.

Nearly full=લગભગ ભરાઈ ગયો છે.

Exactly ( એક્ઝેક્ટલિ )= બરાબર.

Station-Master ( સ્ટેશન માસ્તર )=સ્ટેશનનો અધિકારી.

Blew ( બ્લ્યુ )=વગાડી.

Whistle (વિસલ )=સિસોટી.

The train started = ગાડી ઉપડી.

Platform ( પ્લૅટફૉર્મ )= ગાડી ઉપર ચઢવા ઉતરવા બાંધેલો ઓટલો.

Bawls (બ્લાઉલ્સ) = બુમ પાડે છે.

Falls off=દૂર જઇ પડે છે.

He would get to=તે પહોંચી જશે.

Too late=જોઇએ તે કરતાં પણ વધારે મોડો.

૧. લતીફ આઠ વર્ષની વયનો એક છોકરો હતો. તેને માયાળુ માબાપ ને સુખી ઘર હતું. નિયમ પ્રમાણે તે સારો છોકરો હતો, અને તેનાં માબાપ કહેતાં હતાં તે પ્રમાણે કરતો હતો. પણ તેનામાં

એક મોટો દોષ હતો. તે કંઈ પણ વખતસર કદી કરતો નહિ. તે હમેશાં મોડો થતો હતો.

૨. જ્યારે તે ૭ વર્ષનો થયો ત્યારે તેને નિશાળે મૂકવામાં આવ્યો. પહેલે દિવસે તેના બાપ તેની સાથે ગયા, અને નિશાળના શિક્ષકે તેને દરરોજ સાત વાગ્યે જ્યારે નિશાળ ઉઘડે ત્યારે આવવા કહ્યું. પણ તે જ પહેલા દિવસે તે પાંચ મિનિટ મોડો થયો. બીજે દિવસે તે ફરીથી મોડો થયો. જ્યારે તે એક અઠવાડીઆ સુધી દરરોજ મોડો ગયો ત્યારે શિક્ષકે કહ્યું: "આમ કેમ છે? તું હમેશાં મોડો થાય છે. અમારે તને મોડો થનો લતીફ કહેવું જોઇએ."

૩. શિક્ષકને આ કહેતાં બધા છોકરાએ સાંભળ્યા. તે વખતથી તે બધાઓ તે નાના છોકરાને "મોડો થનો લતીફ," કહેવા લાગ્યા. તે ઘણો શરમાતો હતો; પણ તેણે મોડા આવવાનું જારી રાખ્યું.

૪. ઘર આગળ પણ તે જ પ્રમાણે હતું. ૭ વાગે તેની માએ કહ્યું, "ઉઠ." પણ લતીફ દશ મિનિટ વધારે વાર પથારીમાં પડી રહ્યો. તેના બાપે કહ્યું, "નાસ્તો તૈયાર છે." પણ લતીફે પા કલાક સુધી બાગમાં રમ્યા કર્યું. અને જ્યારે અંદર આવ્યો ત્યારે તેનો ખોરાક ટાઢો થઈ ગયો હતો. તેના મોટા ભાઇએ કહ્યું. 'હમણાં આ કાગળ ટપાલ ઑફિસે લઈ જા. હમણાં ત્રણ વાગ્યા છે, અને ટપાલ સાડાત્રણ વાગે ઉપડશે." લતીફે કાગળ લીધો પણ રસ્તામાં બીજો છોકરો મળ્યો અને તેને તેનો પતંગ ઉડાડવામાં મદદ કરવા ઊભો રહ્યો. તે ટપાલ ઑફિસે ચાર વાગે પહોંચ્યો અને ટપાલ તે દિવસ માટે ઉપડી ગઈ હતી.

૫. લતીફ રહેતો હતો તે શહેરથી વીસેક માઈલને આશરે વરસમાં એક વખત એક મોટો મેળો ભરાતો હતો. દરેક જણ જેનાથી જઈ શકાતું તે વસ્તુઓ ખરીદવા અને ગમ્મત જોવા ત્યાં જતાં. ત્યાં શરતોની રમતો, અને મદારીઓ અને રમતો અને ચૌટાંઓ હતાં. અને ત્યાં તમારે જે કંઈ જોઇએ તે ખરીદી શકો. પતંગો, દડાઓ, ભમરડાઓ,

ઢીંગલીઓ અને મીઠાઇઓ ત્યાં હતી; અને માબાપો એ તેમનાં છોકરાં માટે ખરીદતાં હતાં. લતીફના માબાપની પેઠે જે લોકો દૂર રહેતા હતા તેઓ આગગાડીને રસ્તે ત્યાં મેળામાં ગયા હતા.

૬. લતીફ અને તેનાં ભાઇ ને બહેન ઘણા વખત પહેલેથી આ મેળામાં જવા માટે રાહ જોતાં હતાં. તે દિવસે તહેવાર પળાતો હતો. કારણકે બધા છોકરાઓને મેળામાં જવાની ઇચ્છા હતી, અને તેવી જ રીતે નિશાળના શિક્ષકને પણ હતી. મેળામાં ચોપડીઓ પણ વેચાતી હતી અને તેને કેટલીક ચોપડીઓ ખરીદવી હતી અને પોતા માટે નવું કપડું ખરીદવું હતું.

૭. તેના બાપે કહ્યું, "આપણે બધા આવતી કાલે આઠ વાગે સ્ટેશન ઉપર જઇશું. ગાડી સાડાઆઠ વાગે ઉપડે છે. આઠ વાગે તમારામાંના બધાય તૈયાર થજો." અને વધુ ઉમેરીને લતીફ તરફ જોતાં કહ્યું, 'અને બરાબર ધ્યાન રાખજે કે તું મોડા થતો નહિ. ગાડી કોઇને માટે રાહ જોતી નથી. જો આપણે ૮ાં આગળ વખતસર નહિ હોઇએ તો આપણે પાછળ રહી જઇશું. આપણે મેળામાંથી ખાવા માટે ખોરાક ખરીદીશું અને સાંજે પાછા આવીશું."

૮. બીજે સવારે બધા વહેલા ઉઠયા. લતીફે બીજાઓ સાથે પોતાનો નાસ્તો લીધો. પણ જ્યારે આઠ વાગે તેના બાપે બધાં છોકરાંને એકઠાં કરી નીકળવા બુમ મારી ત્યારે લતીફ ત્યાં નહતો. તેના બાપે બુમ મારી, "લતીફ, લતીફ, અમે જઇએ છીએ." પણ લતીફ દેખાયો નહિ. તેની માએ કહ્યું, "તે આગળથી ગયો હશે, કદાચ તેને મોડા થવાનો ભય લાગ્યો હશે."

૯. એના બાપે જવાબ આપ્યો, "ઠીક, આપણે એના માટે રાહ જોઇ શકીશું નહિ, નહિ તો આપણે ગાડી ચૂકી જઇશું." એટલે તેઓ નીકળ્યાં, પણ જ્યારે સ્ટેશને પહોંચ્યાં ત્યારે લતીફ ત્યાં હતો નહિ. તેના બાપે ટિકિટો ખરીદી અને થોડી વાર માટે રાહ જોઇ.

"તમારી જગ્યાએ બેસી જાઓ." ગાડીના ગાર્ડે કહ્યું. "જલ્દીથી, નહિતો તમારે માટે જગ્યા રહેશે નહિ, ડબો લગભગ ભરાઈ ગયો છે."

૧૦ એટલે લતીફનો બાપ, મા, ભાઈઓ અને બહેનો બધાં ડબામાં દાખલ થઈ ગયાં. બરાબર સાડાઆઠે સ્ટેશન માસ્ટરે સીસોટી વગાડી અને ગાડી ઉપડી.

૧૧. આ પ્લેટફૉર્મ ઉપર જેટલી ઉતાવળથી દોડાય એટલું કોણ દોડી રહ્યું છે? તે મોડો થતો લતીફ છે. "ઉભી રાખો", "ઉભી રાખો" એમ બુમ મારતામાં તેની ટોપી દૂર જઈ પડે છે; "મારે અંદર દાખલ થવું છે." પણ ગાડી કોઇને માટે ઉભી રહેતી નથી. સ્ટેશન માસ્તરે બુમ મારી, "પાછો જા! પાછો જા!" અને ગાડી ઉપડી જાય છે. લતીફ તેનાં બાપ, મા અને બાકીનાંને બારીએથી બહાર જોતાં દેખે છે પણ તે પાછળ રહી ગયો છે. તે સવારે ખેતરોમાં આમતેમ તેણે રમ્યાં કર્યું હતું એમ ધારીને કે તે વખતસર સ્ટેશને પહોંચી જશે, પણ તે ઘણો મોડો થયો હતો.

---

## Grammar.

Personal Pronouns=પુરૂષ વાચક સર્વનામ.

First person (ફર્સ્ટ પરસન)= પહેલો પુરૂષવાચક.

Second person (સેકન્ડ પરસન)=બીજો પુરૂષ.

Third person (થર્ડ પરસન)= ત્રીજો પુરૂષ.

Lower (લોઅર)=હલકી જાતનાં.

Poetry (પોએટ્રિ)= કવિતા.

Personal (પરસનલ)= પુરૂષ વાચક

Singular (સિંગ્યુલર)= એક વચન.

Plural (પ્લુરલ) = બહુવચન.

---

## 13. Mr. Fox and Mr. Stork.

## ૧૩. શ્રીમતી શીયાળ અને શ્રીમાન બગલું.

Fox ( ફૉક્સ )= શિઆળ.
Stork ( સ્ટૉર્ક ) = બગલું.
Mr. ( મિસ્ટર )=શ્રીમાન, ભાઇશ્રી. misterનું ટુંકું રૂપ છે.
Dine ( ડાઇન )=જમવું.
To night=આજે રાત્રે.
At mine ( એટ માઇન )= મારે ત્યાં.
Pleasure ( પ્લેઝર )= આનંદ.
I shall be=હું હોઇશ.
At leasure ( એટ લેઝર )= નવરાશના વખતે, ફુરસદે.
Leasure ( લેઝર )= નવરાશનો વખત, ફુરસદ.
You may think=તમે ધારશો.
As you will find=જેમ તમને માલુમ પડશે.
Long neck=લાંબી ડોક.
Bill ( બિલ )=ચાંચ.
Peck ( પેક )=ચાંચ મારવી.
In the water to walk= પાણીમાં ચાલવાને.
He lives on fish = તે માછલાં ઉપર જીવે છે.
Of course ( ઑફ કોર્સ )= અલબત્ત.
Flat ( ફ્લૅટ )= સપાટ.
Shallow ( શૅલો )= છીછરૂં.
Dinner ( ડિનર )=જમણ.
Soup ( સુપ )=ખીર.
Help yourself ( હેલ્પ યૉરસેલ્ફ )= હવે જમવાનું શરૂ કરો.
Friendly (ફ્રેન્ડલિ)=મિત્રાચારી ભરેલું.
As friendly as he could be=જેટલું મિત્રાચારી ભરેલું થઇ શકે તેટલું.
Tasty ( ટૅસ્ટિ )=સ્વાદિષ્ટ.
Smelt ( સ્મેલ્ટ )=વાસ આવી.
Quite hungry he felt= તે તદ્દન ભુખ્યો થયો હતો, તેને સારી રીતે ભુખ લાગી હતી.
Packed ( પેક્ડ )= ચાંચ ઠોકયા કીધી.
Stood by=પાસે ઉભું હતું.
Lapped up ( લૅપ્ડ અપ )= લપલપ કરી ગયું.
Licked ( લિક્ડ )=ચાટી ગયું.

Quit dry he licked=ચાટીને સૂકુંસટ કરી નાખ્યું.
Lips ( લિપ્સ )=હોઠ.
Paws ( પૉઝ )=પંજા.
Tips ( ટિપ્સ )=પગની આંગળીનાં ટેરવાં.
Grin ( ગ્રિન )=ઘુરઘુર અવાજ.
You do not like my soup = તને મારી ખીર ગમી નહિ.
I fear=મને શંકા રહે છે.
How kind you are, how nice your food= તમે કેવાં માયાળુ છો! તમારા ભોજનની શી મઝા છે!
Tomorrow come...me = આવતી કાલે આવજે અને મારી સાથે જમજો.
Tasty dinner=સ્વાદિષ્ટ ભોજન.
Host ( હોસ્ટ )=યજમાન, જેને ત્યાં મહેમાન જાય તે.
Guest ( ગેસ્ટ ) = મહેમાન.
For fish ( ફૉર ફિશ )= માછલીઓ માટે.
I love ( આઈ લવ )=મને ચાહના છે, મને ભાવ છે.
Confess ( કન્ફેસ ) કબુલ કરવું.
I've often heard=મેં ઘણી વખત સાંભળ્યું છે.
Silly ( સિલિ )= મૂર્ખ, ભોટ.
Wiles ( ઉવાઇલ્સ )=લુચ્ચાઇઓ, યુક્તિ પ્રયુક્તિઓ.
Like mine=મારા જેવી.
I'll eat......Ho! Ho != હું તેનું બધું ભોજન જમી જઇશ. હા ! હા !
Sly ( સ્લાય )=લુચ્ચું, યુક્તિબાજ.
Trotted off ( ટ્રૉટેડ ઑફ )= દબડ દબડ કરી ગયું.
About half a mile= અર્ધા માઇલના આશરે.
With a bow = નમસ્કારથી.
Pray come in (પ્રે કમ ઇન)= મહેરબાની કરી અંદર આવો.
Let us dinner begin= ચાલો જમવાનું શરૂ કરીએ.
Was served ( વૉઝ સર્વ્ડ ) = પીરસાએલું હતું.
Narrow necked jar નૅરો) નેક્ડ જાર )=સાંકડા મોંનો ભોટવો.
Narrow ( નૅરો )=સાંકડું.
Bottom ( બૉટમ ) =તળીયું.

Lay fish=માછલી પડેલી હતી.
Doubted ( ડાઉટેડ )=શક ગયો.
Whether ( હ્વેધર )=રખેને.
He ever would get any dinner at all=તેને કંઇક-જરાપણ જમવાનું મળશે ખરૂં !
So it turned out=પછી એમ થયું કે.

To lick ( ટુ લિક )=ચાટવું.
Out side ( આઉટ સાઇડ ) =બહારની બાજુ.
Ate it all=તે બધું ખાઈ ગયું.
And the smiles......... without wills=અને પક્ષીના મોં ઉપર લુચ્ચાઇ રહિત હાસ્ય હતું.

૧. શિયાળે બગલાને કહ્યું, " વ્હાલા મિત્ર, તું જમવા આવશે ? " જવાબમાં બગલાએ કહ્યું, ' એ મને આનંદ આપશે. મને ખુશી ઉપજે છે કે આજે સાંજે હું નવરો હઇશ. " તમે ધારતા હશો કે શ્રીમાન શિયાળ ઘણા માયાળુ હશે. જેવા તમને તે માલમ પડશે તેવા તમે તેમને જાણતા નથી !

૨. તમે જાણો છો તેમ બગલાને ઘણી લાંબી ડોક હોય છે. અને લાંબી ચાંચ જે વડે તે ચરે છે. પાણીમાં ચાલવા માટે લાંબા પગ હોય છે. કારણ કે માછલીઓ ઉપર બગલું જીવે છે.

૩. પણ શિયાળ બરાબર જાણતું હતું કે સપાટ વાસણમાંથી બગલું કાંઇ ખાઇ શકતું નથી. તેથી તેણે એક છીછરી રકાબી તેની આગળ ગોઠવી. અને તેને જે ભોજન આપવામાં આવ્યું તે માછલી ન હતી પણ ખીર હતી. "વ્હાલા મિત્ર, તું જે જે જુએ છે તે આરો-ગવું શરૂ કર." શિયાળ બને તેટલી મિત્રાચારી બતાવતું હતું.

૪. ખીર એવી મઝેદાર અને સ્વાદિષ્ટ વાસ મારતી હતી કે બગલાભાઈ તદ્દન ભૂખ્યા જ થઇ ગયા. તેણે તે પીવા ફરીથી ને ફરીથી પ્રયત્ન કર્યો, તેણે ચાંચ ઠોકયા જ કીધી, પણ ચાંચ ઠોકવી વ્યર્થ ગઇ.

૫. જ્યારે આમ ભૂખ્યું પક્ષી પાસે ઉભું હતું ત્યારે શિયાળવું ખીરને લપલપાવી જતું હતું. તેણે રકાબી કોરી થતાં સુધી ચાટી. પછી તેના હોઠ, પછી તેનો પંજો, તે ઠેઠ ટેરવાં સુધી ચાટીને સૂકાં કરી નાંખ્યાં. પછી ઘુરઘુર અવાજે તે બોલ્યું: "અરે વ્હાલા મિત્ર, મને શંકા આવે છે કે તને મારી ખીર ભાવી નહિ."

૬. બગલાએ કહ્યું, "તારો આભારી છું. તું કેવું ભલું, તું કેવું માયાળું છું, તારૂં ભોજન શું સ્વાદિષ્ટ છે! આવતી કાલે આવજે ને મારી સાથે જમજે. સ્વાદિષ્ટ ભોજન તું જોઇશ. હું તારો યજમાન થઇશ, તું મારો અતિથિ થજે. અને માછલીઓમાંથી કેટલંક ઉત્તમ હું તને આપીશ."

૭. શિયાળે જવાબ આપ્યો, "ઓહ! હું આવીશ. માછલી માટે તો મને પ્રેમ છે. મારે કબુલ કરવું પડશે."

૮ શિયાળે વિચાર કર્યો: "મેં ઘણી વખત સાંભળ્યું છે કે આ બગલું ઘણું ભોટ છે. મારી માફક તે યુક્તિ પ્રયુક્તિઓ જાણતું નથી. હા! હા! હું જઇશ અને તે ભોજન હું ખાઇ જઇશ."

૯. બીજે દિવસે સ્મિત કરતું લુચ્ચું શિયાળ દબડ દબડ કરતું બગલાને ઘેર આશરે અર્ધાક માઇલને અંતરે ગયું. બગલાએ નમસ્કાર કરતાં કહ્યું, "અંદર આવ, મહેરબાની કરી અંદર આવ. અંદર આવ અને નીચે બેસ, ચાલો જમવાનું શરૂ કરીએ." ભોજન બગલાની પોતાની જ થાળી, એક સાંકડા મોં વાળો ભોટવો અને તળીએ માછલી પડી હતી તે પીરસવામાં આવ્યું.

૧૦ પણ જ્યારે બન્ને સાથે મેજ ઉપર બેઠા ત્યારે શિયાળે લાંબો વખત સ્મિત કર્યું નહિ. કારણ કે તેને શંકા પડી કે આવો ઉંડા ભોટવામાં છેક નીચે ખોરાક અને એટલો ઉંચો ભોટવો તેમાંથી કદી તે તેનું ભોજન ખાઇ શકશે નહિ!

૧૧. પછીથી એમ થયું કે બહારની બાજુએથી ભોટવાને ચાટવા તે શક્તિમાન થયું. બગલો પોતાની ચાંચથી તે બધું ખાઇ ગયો અને તેના મુખ ઉપરનું હાસ્ય લુચ્ચાઇ વિનાનું હતું !

---

## Grammar.

Object (ઓબ્જેક્ટ)=કર્મ.
Subject (સબ્જેક્ટ)=કર્તા.
Predicate (પ્રેડિકેટ)=ઉદ્દેશ્ય.
Steep (સ્ટીપ)=પલાળવું, બોળવું.
Proposition (પ્રેપોઝિશન) - શબ્દાન્વયી અવ્યય.
Pick out (પિક આઉટ) = ચૂંટી કહાડો.

---

## 14. Rama Crying for the Moon.

### ૧૪. ચંદ્ર માટે રડતા રામ.

Ranee (રાણી)=રાણી.
Kausalya (કૌસલ્યા)=રાણીનું નામ.
Palace (પૅલેસ)=મહેલ.
Full moon (ફુલ મૂન)= પુનમનો ચંદ્ર.
Rose (રોઝ)=ઉગ્યો.
Splendeur (સ્પ્લેન્ડર)= ભભકો, ઠાઠ.
To play with=રમવાને.
Toy (ટૉય)=રમકડું.
He put out...of towards the moon=ચંદ્ર તરફ તેણે પોતાના નાના હાથ ધરી રાખ્યા.
Guess (ગેસ)=ધારવું.
To beat (ટુ બીટ)=મારવું, શિક્ષા કરવી.
Wished (વિશ્ડ)=મરજી હતી.
Pointed to the moon= ચંદ્રને બતાવતો હતો.
Play thing (પ્લે થિંગ)= રમવાની વસ્તુ.
Darling (ડાર્લિંગ)=વહાલા બચ્ચા.
Jewels (જ્વેલ્સ)=ઝવેરાત-હીરા, માણેક.
Brighter (બ્રાઇટર)=વધારે ચળકતા.

Placed ( પ્લેઇસ્ડ )=મૂક્યાં
Throw them away=તેમને દૂર ફેંકી દીધાં.
Were swollen (વેર સ્વોલન)=આંખ સુજી ગઇ હતી.
Weeping ( વીપીંગ )=રડતાં.
By this time=આ વખત દરમ્યાન.
A number of women=સંખ્યાબંધ સ્ત્રીઓ.
Around him=તેની આજુબાજુ
No one could make him happy=કોઈ તેને રાજી કરી શક્યું નહિ.
Perhaps he is angry=કદાચ તે ગુસ્સે થયો હશે.
Sleepy ( સ્લીપિ )=ઊંઘમાં.
Lap ( લૅપ )=ખોળો.
Sang ( સૅન્ગ )=ગાયું.
Song ( સૉંગ )=ગીત.
Quiet ( ક્વાયેટ )=છાનો રાખવો.
Pushed ( પુશ્ડ )=ધકેલ્યો.
The Prince is ill=કુમાર માંદા થયા છે.
Send forth ( સેન્ડ )=તેડવા મોકલો.

Maharajah ( મહારાજા )=મહારાજા.
To send for ( ટુ સેન્ડ ફોર )=તેડવા મોકલવું.
Sent for ( સેન્ટ ફોર )=તેડવા મોકલ્યા.
To console ( ટુ કનસોલ )=રાજી રાખવું, આશ્વાસન આપ
He would but he consoled=તમે રાજી કરી શક્યા નહિ.
Chief ( ચીફ )=મુખ્ય.
Minister ( મિનિસ્ટર )=પ્રધાન.
All that had taken place=જે જે બન્યું હતું તે.
Very wise man=ઘણો ડાહ્યો માણસ.
Of his own=તેનાં પોતાનાં.
Desired ( ડીઝાયર્ડ )=ઇચ્છા દર્શાવી.
Image ( ઇમેઇજ )=મૂર્તિ, છબી.
Smiled ( સ્માઇલ્ડ )=સ્મિત કર્યું.
Became ( બીકેઇમ )=થયો.

Merry ( મેરી )=હસતો.
Family ( ફૅમિલિ ) કુટુંબ.
At ease ( એટ ઇઝ )=ચિંતા રહીત, સુખી.

Ease ( ઇઝ )=સુખ ચેન, આરામ.
Adapted ( ઍડૅપ્ટેડ )=દત્તક કરેલું.

૧. એક દિવસ જ્યારે રાણી કૌશલ્યા મહેલમાં રામને રમાડતાં હતાં ત્યારે પુનમનો ચંદ્રમા તેના પુરા ભપકાથી ઉગ્યો. રામે તે જોયો અને તે સુંદર ચંદ્રને રમકડાની માફક રમવાને મેળવવા ઘણી ઇચ્છા થઈ. અને તેણે તેના બન્ને નાના હાથો ચંદ્ર તરફ તેને મેળવવાને પ્રયત્ન કરવા ધરી રાખ્યા. પણ તેમની મા એ ન કળી શકી કે તેને શું જોઇતું હતું, તેથી તેણે તેને મારવાનો પ્રયત્ન કર્યો.

૨. કૌશલ્યાએ તેને વારંવાર શું જોઇએ છીએ તે પૂછયું અને હજુય તે ચંદ્રને બતાવતો હતો, અને આમ આખરે તેને શું જોઇએ છીએ તે તેના જાણવામાં આવ્યું. પછી તેણે ધીમેથી તેને કહ્યું, " મ્હારા વ્હાલા બેટા, ચંદ્રને મેળવવા તું ફાંફાં મારતો નહિ. તે હજારો માઇલ દૂર છે અને બચ્ચાં માટે એ રમવાની વસ્તુ નથી અને કોઇ બચ્ચાને કદી તે મળ્યો નથી. પણ મારા વ્હાલા નાના બાળક રામ, તારે માટે હું થોડા હીરા માણેક લાવીશ. તેઓ ચંદ્ર કરતાં વધારે પ્રકાશિત છે અને તું તેમની સાથે રમી શકશે."

૩. પછી તે પોતાની ઓરડીમાં ગઇ અને કેટલાંક હીરા માણેક લઇ આવી અને નાના બાળક આગળ મૂકયાં. "મારા મધુર બાળક આની સાથે રમ" તેણે કહ્યું. પણ રામે તેમને ફેંકી દીધાં, અને આંખો સુજી જતાં સુધી રડયાં કર્યું.

૪. આ વખત દરમ્યાન ઘણી સ્ત્રીઓ તેની આસપાસ ફરી વળી, પણ કોઇ તેને રાજી કરી શકયું નહિ. કોઇકે કહ્યું, " કદાચ તે ક્રોધે ભરાયા હશે. " બીજીએ કહ્યું, " હું ધારું છું કે એ ઉંઘે ભરાયા હશે." પછી કૌશલ્યાએ તેને પોતાના ખોળામાં લીધો અને

એક ગીત ગાયું. પણ તે છાનો રાખી શકી નહિ. પણ તેણે તેમના નાના હાથથી પોતાની મેળે હડસેલી મૂકી પહેલાં કરતાંયે વધારે મોટેથી રડવા માંડયું. પછી બધી સ્ત્રીઓએ કહ્યું કે કુમાર માંદો થયો છે. મહારાજાને તેડવા મોકલો.

૫. રાણી કૌશલ્યા જાણતી ન હતી કે શું કરવું તેથી તેણે મહારાજાને તેડવા મોકલ્યા. જ્યારે મહારાજાએ જાણ્યું કે રામ માંદો થયો છે ત્યારે તેમણે તેને પોતાના હાથમાં ઉંચકી લીધો અને બાળકને રાજી કરવા પોતાથી બનતું કર્યું ! પણ બીજાઓએ પહેલાં પ્રયત્ન કરી જોયો હતો તેના કરતાં તે કંઇ વધારે કરી શકયા નહિ અને રામે રડયા કર્યું; કારણ કે તે રાજી થયો નહિ.

૬. પછી મહારાજાએ પોતાના મુખ્ય પ્રધાનને તેડવા મોકલ્યા અને જે બધું બન્યું હતું તે તેને કહ્યું. પ્રધાન ઘણો ડાહ્યો માણસ હતો. તેને પોતાને ઘણાં છોકરાં હતાં. જ્યારે તેમને માલમ પડયું કે રામને ચંદ્ર જોઇએ છીએ ત્યારે તેમણે તેની આજુબાજુનાં માણસોને એક અરીસો લાવવાની ઇચ્છા દર્શાવી, એટલે એક અરીસો લાવવામાં આવ્યો. જ્યારે તેણે ચંદ્રની મૂર્તિ અરીસામાં જોઈ ત્યારે તે હસ્યો અને પહેલાંની માફક તે હસતો થઈ ગયો, અને બધું કુટુંબ સુખ પામ્યું.

---

## Grammar.

Number of Nouns=નામનાં વચનો.

Singular ( સિંગ્યુલર )=એક-વચન.

Plural (પ્લ્યુરલ )=બહુવચન.

Single ( સિંગલ )=એક.

---

## 15. The Shepherd Boy and the Wolf.

## ૧૫. ભરવાડનો છોકરો અને વરૂ.

Shepherd ( શેપર્ડ )=ભરવાડ.
Wolf ( વુલ્ફ )=વરૂ.
Watching ( વૉચિંગ )=તપાસ રખતાં.
Sheep ( શીપ )=ઘેટાં.
Change ( ચેન્જ )=ફેરફાર.
Dams ( ડૅમ્સ )=ઘેટાનાં બચ્ચાં.
Lambs ( લૅમ્બઝ )=બકરીનાં બચ્ચાં.
Not once in a way= એકરીતે એકવાર નહિ.
Ten times a day=દિવસમાં દશ વખત.
Fewer=( ફ્યુઅર )=જરા થોડાં.
Endure ( એન્ડ્યોર )=સહન કરવું.
What shall I do for change=મારે ફેરફાર માટે શું કરવું જોઇએ.
Hours and hours=કલાકોના કલાકો.
Since ( સિન્સ )=ત્યારથી.
Soul ( સોલ )=પ્રાણી, આત્મા.
Valley ( વૅલિ )=ખીણુ.
Hole ( હોલ )=દર.
Gnats ( નેટસ )=મચ્છરો.
Are Singing=ગાય છે.
Singing ( સિંગિંગ )=ગાતો.
Quiet and slow=શાંત અને ધીમાં.
Something else=બીજું કંઇક.
Villagers ( વિલેજર્સ )= ગામડાંઆઓ.
Stare ( સ્ટેર )=તાકી તાકીને જોવું.
And how they will stare=અને તેઓ કેવા તાકી તાકીને જોશે.
I'm only in fun=હું તો ફક્ત મશ્કરી કરૂં છું.
Fair ( ફેર )=સારૂં.
It's not fair=તે સારૂં નથી.
I do not care=મને દરકાર નથી.
I shall have had=મારાથી મેળવાશે.
Call ( કૉલ )=બુમ.
Danger ( ડેન્જર )=ભય.

The boy is in danger = છોકરો ભયમાં છે.

Seized ( સીઝડ )=પકડી લીધો.

Spear( સ્પીઅર )=ભાલો.

Rushed down ( રસ્ડ ડાઉન ) =ધસી ગયા.

Mountain side ( માઉન્ટેન સાઇડ)=પર્વતની બાજુઓમાં.

Crowd ( ક્રાઉડ )=ટોળું.

There is nothing the matter = કોઇ બાબત છે નહિ.

Clatter ( ક્લેટર )=ધાંધલ.

Scatter ( સ્કેટર )=વિખરાઇ જવું.

I only wanted a change =મારે ફક્ત ફેરફાર જોઇતો હતો.

Has tricked ( હેઝ ટ્રિક્ડ )= મશ્કરીમાં ઠગ્યા છે.

Thrice ( થ્રીઇસ )=ત્રણ વખત.

Will drive us mad ( વિલ ડ્રાઇવ અસ મૅડ )=આપણને ગાંડા બનાવશે.

Surprise (સરપ્રાઇઝ)=આશ્ચર્ય.

At length ( એટ લેન્થ )= આખરે.

It happened ( ઇટ હેપન્ડ ) =બન્યું.

Dreadful ( ડ્રેડફુલ )=ભયંકર.

Fierce ( ફીઅર્સ )=વિકરાળ.

Grey ( ગ્રે )=ભુખરા રંગનું.

Sprang ( સ્પ્રેન્ગ )=કુદી પડ્યું.

In their play=તેમની રમતમાં.

Shouted in fear=ભયથી બુમ મારી.

Aloud ( એલાઉડ )=મોટેથી.

Reason ( રીઝન )=કારણ.

Laughed with joy=આનંદથી હસ્યો.

૧. અરે પ્રિય જનો ! હું ઘેટાંને તપાસતાં થાકી ગયો છું. કોઇ ફેરફાર માટે હું શું કરૂં ? મેં મેંઢાંને ગણ્યાં છે. મેં લવારાંને ગણ્યાં છે. એક રીતે એક વખત નહિ પણ દિવસમાં ઘણી વખત. એક વખત પુરૂં કર્યું કે તેવુંજ બીજી વખત ગણવાનું શરૂ કર્યું. તે કદી જરા ઓછાં થયાં નથી, તેની મને ખાત્રી છે. આ જીવન હું સહન કરી શકતો નથી ! મારે ફેરફાર માટે શું કરવું જોઇશે ?

૨. કોઇ પ્રાણી સાથે બોલ્યાં કલાકોના કલાકો થયા છે. કોઇક કહે છે કે આ ખીણ છે, હું કહું છું કે આ દર છે! લોકો જાણે છે કે સુન્દર પક્ષીઓ ગાય છે; હું જાણું છું કે મચ્છરો ચટકા ભરે છે! કોઇક લોકને શાંત અને ધીમું જીવન ગમે છે, પણ મારે માટે તો હું એટલુંજ જાણું છું કે મારે કંઇક ફેરબદલ કરવા જોઇએ છીએ.

૩. હા! હવે મને ખબર પડી છે—હું એમ બુમ મારીશ, "વરૂ! ધાજો, ધાજો!" બધા ગામડીઆ કેવા દોડશે! તેઓ અહીંયાં જોશે, તેઓ ત્યાં જોશે, અને તેઓ કેવા તાકી રહેશે! જ્યારે હું તેમને કહીશ કે હું તો ફક્ત મશ્કરીમાં કહું છું—હા! તે જ હું કરીશ—તેઓ કહે કે આ સારૂં નથી; પણ જો તેઓ ક્રોધે ભરાય તો મને દરકાર નથી; કારણકે મને ફેરફાર કરવાનું મળશે!

૪. ગામડીઆઓએ બુમ સાંભળી—"વરૂ! ધાજો! ધાજો!" તેઓએ બુમ મારી "છોકરો ભયમાં છે," તેથી દરેકે ભાલો અથવા જે કંઇ પાસે હતું તે પકડી લીધું, અને પર્વત તરફ ધસી ગયા. જ્યારે છોકરાએ ટોળું જોયું ત્યારે તે મોટેથી હસ્યો અને કહ્યું "કંઇ બન્યું નથી. આવો ખડખડાટ ભડભડાટ કરશો નહિ, બધાં ઘેટાં વિખરાઇ જશે, મારે ફક્ત ફેરફાર જોઇતો હતો."

૫. તે મૂર્ખા ભરવાડના છોકરાએ આમ એક કે બે વખત કરતાં વધારે વાર કર્યું. પછી ગામડીઆઓએ કહ્યું, "આપણને ત્રણ વખત તેણે છેતર્યા છે, આ છોકરો આપણને ગાંડા બનાવશે. જ્યારે એ "વરૂ" એમ બુમ મારે ત્યારે આપણે બીલકુલ જઇશું નહિ અને તે તેની આંખો આશ્ચર્યથી ત્યારે ઉઘાડશે, જ્યારે એ જોશે કે તેની બુમથી કોઇ આવતું નથી, કારણ કે આપણને પણ ફેરફાર જોઇએ છીએ."

૬. આખરે એક ભયાનક દિવસે એમ બન્યું કે એક ભુખરા રંગનું વિકરાળ વરૂ પાસે આવ્યું અને તે ઘેટાં ઉપર અને રમતાં મેંઢાંની

ઉપર તરાપો મારવા લાગ્યું. કેટલાંકને તેણે મારી નાંખ્યાં, કેટલાંકને તે ઉંચકી ગયું. જ્યારે ભરવાડના છોકરાએ બ્હીકના માર્યા મોટેથી બુમ મારી કે "વરૂ! ધાજો, ધાજો!" પણ કોઈ આવ્યું નહિ, કારણ તમે જાણો છો, અને વરૂ જેને ફેરફાર જોઈતો હતો તે પેલા છોકરા ઉપર કુદતાં આનંદથી ખડખડાટ હસ્યું.

---

## Grammar.

Forms ( ફોર્મ્સ )=રૂપો.

Other forms of the plural = બહુવચન નાંબીજાં રૂપો.

End in ( એન્ડ ઇન )=તે છેડે આવતું હોય.

Sounded ( સાઉન્ડેડ )=અવાજ થવો, ઉચ્ચાર થવો.

Monarch ( મોનાર્ક )=રાજા.

Formed ( ફૉર્મ્ડ )=રૂપ બનાવવામાં આવે છે.

Changing ( ચેન્જીંગ )=ફેરફાર કરતાં.

Goose ( ગુઝ )=હંસ.

Geese ( ગીઝ )=હંસો.

Kiss ( કિસ )=ચુંબન.

Brush ( બ્રશ )=બ્રશ.

Hero ( હીરો )=વીર, શૂર, પહેલવાન.

Loaf ( લૉફ )=રોટલો,

Key ( કી )=ચાવી, કુંચી.

---

## 16 The Foolish Pigeons = ૧૬. મૂર્ખ કબુતરો.

Foolish ( ફુલિશ )=મૂર્ખ.

Pigeons ( પિજીઅન્સ )=કબુતરો.

Was flying=ઉડતો હતો.

High up in the air=ઉંચે હવામાં.

Forest ( ફૉરેસ્ટ )=જંગલમાં.

flock ( ફ્લૉક )=પક્ષીઓનું ટોળું.

Followers ( ફોલોવર્સ )=અનુયાયીઓ, પાછળ જનારા.

**Just as** ( જસ્ટ એઝ )=જેવો.

**was setting** ( વૉઝ સેટિંગ )= આથમતો હતો.

Fowler ( ફાઉલર )=પારધી.

Living ( લિવિંગ )=ગુજરાન.

Made a living = ગુજરાન ચલાવતો હતો.

Selling ( સેલિંગ )=વેચીને.

Strewn ( સ્ટ્રુન )=વેરતા.

Grains of rice=ચોખાના દાણા.

Had spread ( હેડ સ્પ્રેડ )= પાથરી હતી.

Net ( નેટ )=જાળ.

Thick bush=ગાઢ ઝાડવામાં.

Spied ( સ્પાઇડ )=જોયું, નજરે ચઢયા.

Alighted ( એલાઇટેડ )=નીચે ઉતર્યો.

Lofty ( લૉફ્ટિ )=વિશાળ.

Rice-field ( રાઇસ ફિલ્ડ )= ડાંગરનું ખેતર.

Trickery ( ટ્રિકરિ )=ઠગાઇ, લુચ્ચાઇ.

We may come to harm =આપણને ઇજા પહોંચે.

Run any risk ( રન એનિ રિસ્ક )=જોખમમાં ઉતરવું.

Risk ( રિસ્ક )=જોખમ.

Observed ( ઓબ્ઝર્વ્ડ )=કહ્યું

Bold young pigeon= બહાદુર જુવાન કબુતર.

Who did not know much about the world=જેને જગતનું ઘણું ઓછું ભાન હતું.

I mean to eat=મારે ખાવાની ઇચ્છા છે.

Followed ( ફૉલોડ )=પાછળ ગયાં, અનુસર્યાં.

Hurry ( હરિ )=ઝપાટાબંધ.

Settled ( સેટલ્ડ )=ગોઠવાઇ ગયાં

Were caught ( વેર કોટ )= પકડાઇ ગયાં.

Began to abuse ( બિગેન ટુ એબ્યુઝ )=ગાળો દેવી શરૂ કરી.

Led ( લેડ )=લઇ ગયા, દોર્યાં.

Whose words had led them=જેના શબ્દોથી તે દોરાયાં હતાં.

Snare ( સ્નેર )=જાળ.

Do not find fault with him=તેનો વાંક કાઢશો નહિ.

Fault ( ફોલ્ટ )=વાંક, ગુન્હો.

To find fault=વાંક કાઢવો.

To Blame ( ટુ બ્લેઇમ )= ઠપકો આપવો.

We are all to blame= આપણે બધાય ઠપકાને લાયક છીએ.

Greed ( ગ્રીડ )=લોભ, લાલચ.

Greed has led us into this snare=લાલચે આપણને જાળમાં નાંખ્યા છે.

Do not...in talking= વાતોમાં વખત જવાદો નહિ.

Someone=કોઇક જણ.

We are lost (વિ આર લૉસ્ટ) =આપણે જાનથી મરી ગયા જાણજો.

Escape ( એસ્કેઇપ ) નાસી છૂટવું.

s pegged ( ઇઝ પેગ્ડ )=ખીંટી મારેલું છે, ખીંટી મારી છે.

At the same moment= એકજ ક્ષણે.

With all our strength = આપણા બધા બળથી.

Pegs ( પેગ્સ )=ખીંટીઓ.

Give way=રસ્તો આપશે, ઢીલી જશે.

Advice ( એડવાઇસ )= શિખામણ.

Rose ( રોઝ )=ઉભાં થયાં, ઉડયાં

Altogether=બધાં સાથે.

A long way=ઘણે સુધી.

Open field=ખુલ્લાં ખેતરોમાં

Got tired (ગોટ ટાયર્ડ)= થાકી ગયાં.

To get rid ( ટુ ગેટ રિડ ) =મુક્ત થવું, કાઢી નાંખવું.

Full out ( ફુલ આઉટ )= બહાર ખેંચી કાઢવું.

Southwards (સાઉથવર્ડ્ઝ) = દક્ષિણ બાજુ.

Slept ( સ્લેપ્ટ )=ઉંઘ્યાં હતાં.

Set free ( સેટ ફ્રી )=મુક્ત કર્યાં

Gnawing ( નોઇંગ )=કાતરી નાંખવાથી.

To bits ( ટુ બીટ્સ ) = તૂકડે તૂકડા.

**Hunters** (હન્ટર્સ)=શિકારીઓ.

**Underneath** ( અન્ડરનીથ ) = નીચે.

**Outlets** ( આઉટલેટ્સ )=કાણાં.

**Enemy** ( એનીમિ )=શત્રુ.

**Was peeping** (વૉઝ પીપીંગ) = ડોકીયાં કરતો હતો.

**In great hurry** = ઘણી ઉતાવળમાં.

**Barely** ( બેરલિ )=ભાગ્યે.

**Escaped** (એસ્કેઈપ્ડ)=નાસી ગયા

**Cruel** ( ક્રુઅલ )=ઘાતકી.

**Bird catcher** ( બર્ડ કૅચર )= પારધી.

**Chased** ( ચેઈઝડ )=પાછળ પડયો.

**Deed** ( ડીડ )=કાર્ય.

**Noble deed** ( નોબલ ડીડ )= ઉમદા કાર્ય.

**Of course**=અલબત્ત.

**Trouble** ( ટ્રબલ )=મુસીબત.

**Bit the net to pieces**= જાળના કાપીને તૂકડે તૂકડા કરી નાંખ્યા.

**Freed** ( ફ્રીડ )=મુક્ત કર્યા.

**Remarked** ( રીમાર્ક્ડ )=ટીકા કરી.

**Grateful** ( ગ્રેટફુલ )=આભારી, ઉપકારી.

**Kindness** ( કાઈન્ડનેસ )= માયાળુપણું.

**Exclaimed** ( એક્સક્લેઈમ્ડ )= ઉદ્‌ગારથી બોલ્યા.

**Indeed** ( ઇનડીડ )=ખરેખર.

**In need** ( ઈન નીડ )=જરૂરના પ્રસંગે.

**A friend in need is friend indeed**=જરૂરના પ્રસંગે કામ લાગે તે મિત્ર.

૧. એક દિવસ કબુતરોનો રાજા આમ તેમ ઉંચે હવામાં તેના અનુયાયીઓના ટોળા સાથે ઉડતો હતો.

૨. સવારમાં વહેલો જેવો ચંદ્ર આથમ્યો કે તરત જ એક પારધી કે જે પક્ષીઓ પકડીને, ને તેમને વેચીને ગુજરાન ચલાવતો હતો તેણે કેટલાક ચોખાના દાણા જમીન ઉપર વેરી રાખ્યા. તેમની ઉપર

તેણે એક સુંદર જાળ પાથરી. પછી તે પાસેના ગાઢા જંગલમાં ગયો ને સંતાઈ રહ્યો.

૩. કબુતરોનો રાજા આગળ ઉડતો હતો તેવે તેણે જમીન ઉપર ચોખા જોયા; તે એકદમ થોભ્યો અને તેનાં અનુયાયીઓ સાથે એક મોટા આંબાના ઝાડ નીચે ઉતરી આવ્યો. તેણે બીજા કબુતરોને કહ્યું, "આપણે નીચે ઉડીશું અને પેલા ચોખા ખાઇશું."

૪. "ના!" એક ઘરડા કબુતરે કહ્યું: "આ ચોખાનું ખેતર નથી, આ તો જંગલ છે. જંગલમાં ડાંગર ઉગતી નથી. એ દાણા ત્યાં આવ્યા કયાંથી? મને બીક લાગે છે કે ત્યાં કંઇક લુચ્ચાઈ છે અને આપણે કંઇક નુકશાનીમાં આવીએ. આપણે કોઇ જોખમ ખેડવું જોઇએ નહિ."

૫. જગતના ભાન વિનાના એક બહાદુર જુવાન કબુતરે કહ્યું, "તે બધું ખરૂં છે પણ અમારે કંઇક ખાવાનું જોઇએ છીએ. હું આપણને ઈજા કરી શકે એવો કોઇ જોતો નથી. બેલાશક જોખમ તો છે, પણ જંગલમાં હંમેશાં જોખમ તો છે જ. હું ઘણો ભૂખ્યો થયો છું, અને મારે ચોખા ખાવાની ઇચ્છા છે. પેલા નીચે કેવા સુન્દર દેખાય છે."

૬. આમ કહેતોક ને તે નીચે ઉડી આવ્યો અને બીજાં કબુતરો તેની પાછળ આવ્યાં. દરેકે ચોખાને પ્રથમ પહોંચવા પ્રયત્ન કર્યો. અને ઝપાટાબંધ તેઓ નીચે ઉતરી આવ્યાં. એ સાથે જમીન ઉપર ગોઠવાઇ ગયાં. તે બધાં એકદમ જાળમાં સપડાઇ ગયાં. પછી તે બધાં જે કબુતરે તેમને જાળમાં નાંખ્યાં હતાં તેને ગાળો દેવી શરૂ કરી.

૭. તેમના રાજાએ કહ્યું, "ના! ના! તેનો વાંક કાઢો નહિ. આપણે બધાં ઠપકાને પાત્ર છીએ. લોભે આપણને આ જાળમાં નાંખ્યાં છે. પણ વાતચીતમાં આપણે વખત ગુમાવવાનો નથી. હું

કોઇને આ રસ્તે આવતો જોઉં છું. જો આપણે એકદમ નાસી છુટીશું નહિ તો મુઆ જ જાણજો. આપણા પગ જાળમાં પકડાઈ ગયા છે અને તે જમીન સાથે ખીંટીથી બંધાએલી છે. પણ આપણામાં ઘણા મોટા છે. ચાલો આપણે એક જ ક્ષણે એક સામટા ઉડીએ અને આપણા બધા જોરથી ખેંચીએ અને પછી ખીંટીઓ ઉપડી જશે.

૮. જ્યારે કબુતરોએ આ શીખામણ સાંભળી ત્યારે તેમણે તેમના રાજાએ કહ્યું તે પ્રમાણે કર્યું. તેઓ એકી સાથે ઉડયાં અને જાળ સાથે ઉડી ગયાં. પારધી દોડતો આવ્યો પણ તે ઘણો મોડો થયો હતો. તે તેમની પાછળ ખુલ્લાં ખેતરોમાં લાંબે સુધી જંગલની બહાર દોડયો પણ બધું વ્યર્થ. કબુતરો ઘણી ઝડપથી ઉડતાં હતાં અને પારધી તરત જ થાકી ગયો અને પાછો વળ્યો.

૯. કબુતરોએ તેમના રાજાને કહ્યું, " આપણે હવે શું કરવું ? આપણે આ જાળમાંથી કેવી રીતે મુક્ત થઇ શકીશું. અમારા પગ અમે તેમાંથી ખેંચી શકતાં નથી. "

૧૦. તેમના રાજાએ જવાબ આપ્યો " દક્ષિણ બાજુ આપણે ગઇ રાતે મોટા ઝાડ ઉપર સૂતાં હતાં ત્યાં ઉડો. મારો એક મિત્ર ત્યાં છે કે જે આપણને મદદ કરશે. તે ઉંદરોનો રાજા છે. એક વખત એક સિંહ જેને શિકારીઓએ સખત દોરડાંથી બાંધ્યો હતો તે કાપીને ટૂકડે ટૂકડા કરી નાંખી તેને છૂટો કર્યો હતો તે આ જાળને તરતજ કાપીને ટૂકડા કરી નાંખશે. તે ઝાડને તળીએ એક દરમાં રહે છે. "

૧૧. પછી કબુતરોનું ટોળું આગળ ને આગળ મોટા ઝાડ ભણી ઉડવા લાગ્યું. ઝાડ નીચે ઉંદરોનો રાજા એક ઉંડા દરમાં રહેતો હતો. તેના દરને ઘણાં કાણાં હતાં જેથી કરીને જો તેનો કોઈ શત્રુ બીજેથી અંદર દાખલ થાય તો એકમાંથી તે બહાર નીકળી જાય. જ્યારે કબુતરો ઉડતાં આવ્યાં ત્યારે તે તેના દરમાંથી બહાર ડોકીયાં

કરતો હતો. તે તેમના રાજાને ઓળખતો હતો. અને તેને મળવાને તે દોડી ગયો. તેણે બુમ મારી, "મારા મિત્ર શી બાબત છે ? કેમ આટલા જલ્દી તમારા ઝાડે પાછા આવ્યા છો ? તમે ઘણી ઉતાવળમાં દેખાઓ છો. હું તમને કોઈ રીતે મદદ કરી શકીશ ?"

૧૨. કબુતરોના રાજાએ જવાબ આપ્યો, " અફસોસ, મારા વ્હાલા ઉંદર ! અમે આ જાળમાં પકડાઇ ગયા છીએ અને અમે ભાગ્યવશાત્ જીવતાં નાસી છુટયાં છીએ. એક ક્રૂર પારધી લાંબે સુધી અમારી પાછળ પડયો હતો. પણ આખરે અમે અહીંઆં આવ્યાં છીએ. તેં જેમ જંગલના રાજા મહાન સિંહને મદદ કરી હતી તેમ અમને ફક્ત તું મદદ કરી શકે તેમ છે. અમે બધાં તે ઉમદા કૃત્યને જાણીએ છીએ. "

૧૩. ઉંદરના રાજાએ કહ્યું, " અલબત્ત, હું તમને મદદ કરીશ. મિત્ર જો મુસિબતના વખતમાં મદદ ન કરે તો મિત્રની શી જરૂર છે ?" પછી તે તેના ઝીણા દાંતથી કામ કરવા બેઠો અને થોડીવારમાં જાળના કાપીને તૂકડે તૂકડા કરી નાંખ્યા. એક પછી એક કબુતરો છુટાં થતાં ગયાં અને ઉંદર જાળના તૂકડાઓને તેના દરમાં નીચે લઇ ગયો. તેણે ટીકા કરતાં કહ્યું, " મારા સુવા માટે એક સુંદર માળો તેમાંથી બનશે. "

૧૪. ઉપકારી કબુતરોએ તેનો ઘણો આભાર માન્યો. તેમણે ઉદ્દગાર કાઢયા કે, " હવે અમે જોઇએ છીએ કે મિત્ર હોવો એ કેટલું સારૂં છે. જે દુઃખમાં કામ લાગે તે ખરેખર મિત્ર છે. સાહેબજી." કહી તેઓ દૂર ઉડી ગયાં.

## Grammar.

Articles (આર્ટિકલ્સ)=હદ-દર્શક વિશેષણ. અંગ્રેજીમાં A, An અને The ને Articles કહેવામાં આવે છે.

Demonstrative (ડીમોન સ્ટ્રેટિવ)=દર્શક.

Definite (ડેફિનિટ)=નિશ્ચિત.

Indefinite (ઇનડેફીનિટ) =અનિશ્ચિત.

Certain (સર્ટન)=અમુક.

Fixed (ફિક્સડ)=નક્કી કરેલું.

---

## 17. The miser and his Gold.

## ૧૭. કંજુસ અને તેનું સોનું.

Miser (માઇઝર)=કંજુસ.

Gold (ગોલ્ડ)=સોનું.

Hole (હોલ)=ખાડો.

Treasure (ટ્રેઝર)=ખજાનો.

Pleasure (પ્લેઝર)=આનંદ.

It chanced (ઇટ ચાન્સ્ડ)= એવું બન્યું.

Knelt (નેલ્ટ)=ઘુંટણે પડયો.

By the hole=ખાડાની ઉપર.

Robber (રૉબર)=લુંટારો, ઠગ, ચોર.

Very same night=એ જ રાતે.

Terrible (ટેરિબલ)=ભયંકર.

Clatter (ક્લૅટર)=ધાંધલ, અવાજ.

Neighbours (નેબર્સ)= પાડોશીઓ.

Pray tell us=મહેરબાની કરી અમને કહે.

And look at the hole instead=ને બદલે તું ખાડા તરફ જોઈ રહે.

૧. એક કંજુસે તેણે જે ખાડો બનાવ્યો હતો તેમાં પોતાનો ખજાનો રાખતો હતો. તે તેને હંમેશાં જોવા આવતો અને આજ ફક્ત તેનો આનંદ હતો.

૨. હવે એક વખત એવું બન્યું કે જેવો તે ખાડા ઉપર ઘુંટણે બેઠો કે એક બહાદુર લુંટારાથી તે જોવાઇ ગયો. અને તેજ રાતે લુટારો પાછો આવ્યો અને તેનું સોનું ઉઠાવી ગયો.

૩. જ્યારે ઘરડા માણસે જાણ્યું કે તેનો ખજાનો ઉડી ગયો છે, ત્યારે તેણે એવો ભયંકર અવાજ કર્યો કે બધા પાડોશીઓ શું બન્યું તે પૂછવાને દોડતા આવ્યા.

૪. તેણે કહ્યું, " ગઇ રાતે એક લુંટારો આવ્યો અને મારા સોનાને લઇને તે ભાગી ગયો." પાડોશીઓએ કહ્યું, " મહેરબાની કરીને કહો કે સોનું ઉડી ગયું તે પહેલાં તમે તેનું શું કરતા હતા ?"

૫. તેણે કહ્યું, " હું તેને હંમેશાં જોવાને આવતો હતો. હું શું કરૂં ! " તેના મિત્રોએ જવાબ આપ્યો, " તું હંમેશાં આવી શકે છે ને તેને બદલે ખાડા તરફ જોજે. "

---

## Grammar.

Divide ( ડિવાઇડ )=ભાગો. | Terror ( ટેરર )=જુલમ, ભય.

---

## 18 Appaji and the Elephant
## ૧૮. આપાજી અને હાથીઓ.

Merchant (મરચન્ટ)=વેપારી.

When the time came for him to die=જ્યારે તેને મરવાનો સમય આવ્યો.

In order ( ઇન ઓરડર )=એ વિચારથી.

In order to divide (ઇન-ઓરડર ટુ ડિવાઇડ )=ભાગ પાડવાના વિચારથી.

Property (પ્રૉપર્ટિ)=મિલ્કત.

Next world ( નેક્સ્ટ વર્લ્ડ) = બીજી દુનિયા, સ્વર્ગ.

All that I have=મારી પાસે જે બધું છે.

Much money=પુષ્કળ ધન.

Jewels (જ્વેલ્સ)=જવાહીરો.

May divide ( મે ડિવાઈડ ) વહેંચી લેવો.

Equally (ઇકવલિ)=સરખી રીતે.

Seventeen (સેવનટીન) સત્તર.

Good mark(ગુડમાર્ક્સ)=સારી નિશાનીઓ.

Eldest ( એલ્ડેસ્ટ )=સૌથી મોટો, વડો.

One third ( વન થર્ડ )= ત્રીજો ભાગ.

Second ( સેકન્ડ )=વચેટ, બીજો

One ninth ( વન નાઇન્થ )= નવમો ભાગ.

Youngest ( યંગેસ્ટ )=સૌથી નાનો.

Look after ( લુક આફ્ટર ) =સાચવણી કરવી, સંભાળ રાખવી.

Breathed ( બ્રીધડ )=શ્વાસ લીધો.

Last breath ( લાસ્ટ બ્રેથ )= છેલ્લો શ્વાસ.

Breathed his last breatl =મરણ પામ્યો.

Performed ( પરફોર્મ્ડ )=ક્રિય કરી.

Funeral ( ફ્યુનરલ )=મરણને લગતી.

Ceremony ( સેરિમનિ )=ક્રિયા ધાર્મિક ક્રિયા.

Properly ( પ્રોપરલિ )=યોગ્ય રીતે.

Feasted (ફીસ્ટેડ)=જમાડયા.

Goods (ગુડ્ઝ)=સામાન, માલ અસબાબ.

Share (શૅર)=ભાગ.

Came to divide=ગણવાને આવ્યા.

Minister (મિનિસ્ટર)=પ્રધાન.

Appaji Rao=આપાજી રાવ.

Settle ( સેટલ )=પતવવું.

Case ( કેઇસ )=મુદ્દો, તકરાર.

Rich present=કિંમતી ભેટો.

Saluting ( સેલ્યુટિંગ )=સલામ કરતા.

Respectfully ( રીસ્પેક્ટફુલિ )

Stated ( સ્ટેટેડ )=કહ્યો, બ્યાન કર્યો.

According (ઍકોર્ડિંગ)=પ્રમાણે.

Riding on a howdah (રાઇડિંગ ઓન એ હોદ્દા)=અંબાડી ઉપર બેસીને.

Received (રીસીવ્ડ)=આવકાર આપ્યો.

Respect (રીસ્પેક્ટ)=આદર, માન.

Seated (સીટેડ)=બેસાડયા.

Seat of honour (સીટ ઑફ ઓનર)=માનની જગ્યા.

Honour (ઓનર)=માન.

Bring out (બ્રિંગ આઉટ)=બહાર કાઢો.

Placed in line=હારબંધ ગોઠવવામાં આવ્યા.

Were very pleased=ઘણા રાજી થયા.

To think=ધારીને, વિચારીને.

Full share=પુરેપુરો ભાગ.

Observed (ઑબ્ઝર્વ્ડ)=કહ્યું.

Comes back to me=મને પાછો મળે છે.

Mounted (માઉન્ટેડ)=અંબાડીમાં બેઠા.

Praised (પ્રેઇઝ્ડ)=વખાણ કીધાં.

Wisdom (વીઝડમ)=ડહાપણ.

Delighted (ડીલાઇટેડ)=ખુશ થયા.

Wishes (વિશીઝ)=ઇચ્છાઓ.

Had been carried out=બર આવી; પ્રમાણે કરવામાં આવ્યું.

૧. એક મોટા શહેરમાં એક વાણીઓ રહેતો હતો. તેને ત્રણ છોકરાઓ હતા. જ્યારે તેનો અંતકાળ નજીક આવ્યો ત્યારે તેના છોકરાઓને તેમની વચ્ચે તેની મિલ્કત વહેંચી આપવાના ઇરાદાથી બોલાવ્યા.

૨. તેણે તેમને કહ્યું, "મારા વ્હાલા છોકરાઓ, હવે મારે બીજા જગતમાં જવાનો વખત નજીક આવ્યો છે, અને હું મારી સાથે કંઇ

લઈ જઇ શકું તેમ નથી. મારી પાસે જે કંઈ છે તે હું તમને આપું છું. મારી પાસે પુષ્કળ ધન, ઘણું જવાહીર, ઘોડાઓ, ગાયો, ઘરો અને બીજી વસ્તુઓ છે. આને તમે તમારી વચ્ચે સરખી રીતે વહેંચી લેજો."

૩. તમે જાણો છો તેમ મારી પાસે સારી નીશાનીઓવાળા સત્તર હાથીઓ છે. કદી તેમને વેચશો નહિ. તેમની ઘણી સંભાળ રાખજો. આમાંથી અર્ધાં હું મારા વડા દીકરાને આપું છું, ત્રીજા ભાગના મારા વચટ દીકરાને આપું છું અને નવમા ભાગના મારા સૌથી નાના દીકરાને આપું છું. દરેક દીકરાને તેનો ભાગ લેવા દેજો અને તેની સાચવણી કરવા દેજો." આ પછી થોડા વખતમાં તે વેપારી મરી ગયો.

૪. છોકરાઓએ તેમના બાપની મરણક્રિયા યોગ્ય રીતે કરી, ઘણા લોકોને જમાડયા, અને ગરીબોને ઘણું ધન આપ્યું. જ્યારે આ બધું પુરૂં થયું ત્યારે તેમણે તેમના બાપનો બધો સામાન તેણે કહ્યું હતું તેમ વહેંચી લીધો. દરેક છોકરાએ પોતાનો ભાગ લીધો.

૫. પણ જ્યારે તેઓ હાથીઓ વહેંચવાને આવ્યા, ત્યારે તેમને શું કરવું તેની સમજ પડી નહિ. કેવી રીતે સત્તરને બે ત્રણ અને નવથી ભાગી શકાય? તેમણે ઘણા માણસોને તેમને મદદ કરવા કહ્યું પણ કોઇ તે પ્રમાણે કરી શક્યું નહિ. આખરે મોટા દીકરાએ કહ્યું, "ચાલો આપણે પ્રધાન આપાજીરાવ પાસે જઈએ. તે ચતુર પુરૂષ છે. જો તેનાથી તકરાર પતાવાશે નહિ તો કોઇથી પતાવાશે નહિ."

૫. પછી તેઓ પ્રધાન પાસે કિંમતી ભેટો હાથમાં રાખીને ગયા. તેને સભ્યતાથી સલામ કરી અને તેમનો મુદ્દો કહ્યો. તેમને જે કહેવાનું હતું તે તેણે સાંભળ્યું, અને જવાબ આપ્યો, "ઘેર જાવ, આવતી

કાલે હું આવીશ અને તમારા બાપની મરજી પ્રમાણે તમારી વચ્ચે હાથીઓ વહેંચી આપીશ."

૬. બીજે દિવસે આપાજી વેપારીને ઘેર પોતાના હાથાની અંબાડી ઉપર બેસીને ગયો. વેપારીના છોકરાઓએ તેને ઘણા આદરથી આવકાર આપ્યો અને તેને માનભર્યા આસન પર બેસાડ્યો. પ્રધાને કહ્યું, "સત્તર હાથીઓને બહાર કાઢો." હાથીઓને બહાર કાઢવામાં આવ્યા અને હારબંધ ઉભા રાખ્યા.

૭. આપાજીએ કહ્યું, "બાકીના હાથીઓ સાથે મારો હાથી મૂકો. અને દરેકને પોતાનો ભાગ લેવા દો." વેપારીના છોકરા રાજી રાજી થઈ ગયા, એમ ધારીને કે એક બીજો હાથી તેમને મળશે. પછી તેમણે વહેંચણી કરવા શરૂ કરી.

૮. સૌથી મોટા છોકરાએ નવ લીધા, વચટ છોકરાએ ૭ લીધા અને સૌથી નાના છોકરાએ બે લીધા. પછી આપાજીએ કહ્યું, "દરેકને પોતાનો પુરેપુરો ભાગ પહોંચ્યો છે?" તેમણે જવાબ આપ્યો "હા." પ્રધાને કહ્યું, "જો એમ હોય તો મારો હાથી મને પાછો મળે છે." જ્યારે તેણે આમ કહ્યું ત્યારે તે અંબાડી ઉપર ચઢ્યો અને પોતાને ઘેર ગયો.

૯. બધા લોકો આપાજીના ડહાપણનાં વખાણ કરવા લાગ્યા, અને છોકરાઓ ખુશી થયા કે તેમની તકરાર પતી ગઈ છે, અને તેમના બાપની મરજી બર આવી છે.

## Grammar.

Degrees ( ડીગ્રીઝ )=હદ, સીમા, ભાગ, તુલના.
Step ( સ્ટેપ )=પગથીયું.
By step=પગથીએ પગથીએ.
Positive ( પૉઝિટિવ )=મૂળ રૂપ.
Compare ( કંપેર )=સરખાવવું.
Comparative ( કંપેરેટિવ )= સરખામણી કરનારી.
Comparative degree= અન્યસાપેક્ષક તુલના.
Superlative degree (સુપરલેટિવ ડિગ્રી )= સર્વસાપેક્ષક તુલના.
Wonderful ( વન્ડરફુલ )= અદ્‌ભૂત.

---

## 19. The Goose and the Golden Egg.

## ૧૯. હંસ અને સોનાનું ઈંડું.

Goose ( ગૂઝ )=હંસ.
Golden egg ( ગોલ્ડન એગ ) =સોનાનું ઈંડું.
Gray ( ગ્રે )=કાબરચીતરૂં.
Laid ( લેઇડ )=મૂક્યાં.
Quacked ( કવેકડ )=બતકના જેવો અવાજ કાઢયો.
With pleasure=આનંદથી.
Felt so happy=એટલી ખુશ થતી હતી.
Farmer ( ફારમર )=ખેડુત.
Scarcely ( સ્કેર્સલિ )=ભાગ્યે જ.
Believe ( બીલીવ )=માનવું.
From rest ( ફ્રોમ રેસ્ટ )= આરામમાંથી.
Shining ( શાઇનીંગ )=ચળકતી
So nicely=એવી સુંદર રીતે.
Somebody ( સમબડિ ) = કોઇક જણ.
Trick ( ટ્રિક )=લુચ્ચાઈ.
So playing a trick on me=મારી સાથે કોઈ લુચ્ચાઇ તો નથી રમતું ને!

Notice ( નોટિસ )=ધ્યાનમાં આવવું, નજરે ચઢવું.
Pair ( પેર )=જોડ.
Pair of eyes=આંખની જોડ.
Prize ( પ્રાઇઝ )=ભેટ, સોગાદ, ઇનામમાં મળેલી વસ્તુ.
To pay ( ટુ પે )=આપવાને, આપવું.
Debts ( ડેટસ )=દેવું.
To pay your debts=તારૂં દેવું વાળવાને.
Plenty of money=પુષ્કળ પૈસા.
Funny ( ફનિ )=મજાકવાળું, મજાક ભરેલું.
Although it seems funny=જો કે તે મજાક ભરેલું દેખાય છે.
Day after day=દિન પ્રતિદિન.
Piece of ground=જમીનનો ટૂકડો.
Wondered ( વન્ડર્ડ )=આશ્ચર્ય પામ્યા.
Talked together = અંદર અંદર વાત કરવા લાગ્યા.
No matter=કંઇ ફિકર નહિ.
What wind=કયો પવન.
What weather=કેવી હવા.

Whatever = ગમે તે.
Turns to gold=સોનું બની જાય છે.
Secret ( સીક્રેટ )=ગુપ્ત, છાની.
What can the secret be=શી ગુપ્ત બાબત હશે.
Grey goose quacked= ધરડું હંસ બોલ્યું.
Its all through me=તે બધુંય મારામાંથી.
Evil ( ઇવિલ )=દુષ્ટ.
Thought ( થૉટ )=વિચાર.
Entered ( એન્ટર્ડ )=દાખલ થયો.
Mind ( માઇન્ડ ) = મન.
Fell in with the plan ( ફેલ ઇન વિથ ધી પ્લેન ) = યુક્તિને મળતાં થયાં.
It is long to wait from day by day=દિવસ પછી દિવસ રાહ જોવી એ બહુ લાંબું થઈ જાય છે.
She must hold=જે તે ધારણ કરી રહી છે જ.
Lesson ( લેસન )=પાઠ, ધડો.
Content ( કનટેન્ટ )=સંતોષ.
Be content=સંતોષ રાખો.
Is meant ( ઇઝ મેન્ટ )=નો અર્થ થાય છે; ની મતલબ છે.

૧. એક ઘરડા ભૂખરા હંસે એક સોનાનું ઇંડું મૂકયું અને આખો દિવસ આનંદથી બતક માફક બોલવા લાગી. તે એમ વિચારતાં એટલી સુખી અને ખુશી થતી કે તેના શેઠને તેણે એક ખજાનો આપ્યો હોય !

૨. ખેડુત સવારે આરામથી ઉઠયો ત્યારે તેની આંખોને ભાગ્યેજ સાચી માની શકયો. અને પીળી ચળકતી વસ્તુ સુંદર રીતે માળામાં મૂકેલી જોઈ.

૩ તેણે કહ્યું, " શું તે સોનું છે ? અથવા તો બીજું હોઇ શકે ? શું કોઇ મારી સામે લુચ્ચાઈ રમે છે ? તેણે એ આંખોની જોડ તેના ઇનામને તે શું કરે છે તેની રાહ જોતી નજરે ભાળી નહિ, અથવા તો હંસને એમ કહેતાં સાંભળ્યું નહિ, " મારા ઉપર વિશ્વાસ રાખ. એ લુચ્ચાઈ નથી, તું સાચું સોનું જુએ છે. તારે દેવું આપવાને તારી પાસે પુષ્કળ ધન છે. જો કે તે મગજ ભરેલું લાગે છે છતાં હું ઘણાં વધારે મૂકીશ. "

૪. અને એજ પ્રમાણે તેણે કર્યું. ને દિવસે દિવસે તેને સોનાનું ઈંડું મળતું. તેણે તેનું દેવું આપ્યું. તેણે કેટલીક ગાયો ખરીદી, તેણે જમીનનો તુકડો ખરીદ્યો.

૫. અને પાડોશીઓ આશ્ચર્ય પામ્યા અને માંહોમાંહી વાત કરવા લાગ્યા અને બોલ્યા, " કંઇ ફિકર નહિ. કયો પવન કે કયાં હવા જેને તેઓ અડકે છે તેનું સોનું બની જતું તમે જુઓ છો. એમ કેમ છે ? શું ગુપ્ત વાત હશે ? " અને ઘરડું હંસ બોલ્યું " એ બધું મારામાંથી. "

૬. માણસના મનમાં દુષ્ટ વિચાર પેઠો અને અફસોસ ! તેની સ્ત્રી પણ તેની યુક્તિને મળતા વિચારની થઈ. તેઓ બોલ્યાં, " દિવસ

પછી દિવસ હંસ ઈંડું મુકવાને રાજી ન થાય ત્યાં સુધી લાંબો વખત રાહ જોવી પડે છે. ચાલોને આપણે આપણા હંસને મારી નાંખીએ અને જે સોનું તે ધારણ કરે છે તે બધુંય મેળવીએ. " તે જ દિવસે તેમણે હંસને મારી નાંખ્યું અને કદી તેણે બીજું ઈંડું મુકયું નહિ. અહિઆં એ શીખામણ કહેવામાં આવી છે કે જે હંસ સોનાનું ઈંડું મૂકતું હોય તેને મારી નાંખતા નહિ. છોકરાઓ, તમારી પાસે જે હોય તેનાથી સંતોષી રહો. આ શીખામણનો એ અર્થ છે.

---

## Grammar.

Are compared ( કંપેર્ડ )= તુલના કરાય.

Syllable ( સિલેબલ )=ઉચ્ચાર.

Narrow ( નૅરો )=સાંકડો.

Glorious ( ગ્લોરીઅસ )= યશસ્વી, કીર્તિવાન.

---

## 20. The Greedy miser

## ૨૦. લોભી કંજુસ.

Greedy ( ગ્રીડિ )=લોભી.

Miser ( માઇઝર )=કંજુસ.

Deccan ( ડેકન )=દક્ષિણ.

Tiger ( ટાઇગર )=વાઘ.

So weak ( સો વીક )=એટલો બધો નબળો.

Chase ( ચેઇઝ )=શિકારની પાછળ પડવું.

Deer ( ડીઅર )=હરણ.

He had taken to catching=તેને પકડવાની ટેવ પડી હતી.

Became ( બીકેઇમ )=થયો.

Feeble ( ફીબલ )=નબળો.

Just then=પછી તરત જ.

Gold bengle (ગોલ્ડ બેન્ગલ)= સોનાની કલાઈ.

Wear ( વેર ) પહેરવું.

**Greedy fellow** ( ગ્રીડી ફેલો )=લોભી આદમી.

**Bank** ( બૅન્ક )=કિનારો.

**Pool** ( પૂલ )=તલાવડું, ખાબોચીયું.

**Middle** ( મિડલ )=મધ્યમ.

**Bottom** ( બૉટમ )=તળીયું.

**Full of the thick mud**=ગાઢા કાદવથી ભરેલું.

**If anyone got into it**=જો કોઇ અંદરથી ઉતરે તો.

**Could not get out**=બહાર નીકળી શકે નહિ.

**Easily** ( ઈઝિલી )=સહેલાઇથી

**Passing by**=પાસેથી પસાર થતો.

**Fright** ( ફ્રાઇટ )=બ્હીક.

**Run away in great fright**=ઘણી બ્હીકથી દૂર નાસી જતા.

**At length** ( એટ લૅન્થ )=આખરે.

**Passed by** ( પાસ્ડ બાય )=પસાર થયો.

**Who loved gold even more than life**=જીવન કરતાં પણ જે સોનાને વધારે ચાહતો હતો.

**The call**=બુમ.

**Luck** ( લક )=નસીબ.

**I am in luck to day**=હું આજે નસીબદાર છું.

**I ought not to rish my life for it**=તેને માટે મારૂં જીવન પણ જોખમમાં નાંખવું જોઇએ નહિ.

**Gain** ( ગૅઇન )=લાભ.

**All gain is got by risk**=જોખમથી બધા લાભો મળે છે.

**Stretching out**=( સ્ટ્રેચિંગ આઉટ )=લાંબો કરતો.

**Can I trust**=હું વિશ્વાસ રાખી શકું.

**Fierce beast** (ફીયર્સ બીસ્ટ)=વિકાળ પશુ.

**You would kill me**=તું મને મારી નાંખે.

**Listen** ( લિસન )=સાંભળ.

**Confess** ( કનફેસ )=કબુલ કરવું.

**Very wicked** (વેરિ વિકેડ)=ઘણો દુષ્ટ.

**Proper** ( પ્રોપર )=યોગ્ય.

**Deer** ( ડીઅર )=હરણ.

**Can blame** ( કેન બ્લેઇમ )=ઠપકો દઈ શકે.

**Even Brahmins**=બ્રાહ્મણોને પણ.

**Feel sorry** ( ફીલ સૉરી )=દિલગીર થાઉં છું.

**To make up for**=સરખું કરી નાંખવું.

**Former** ( ફોરમર )=આગલી.

**Evil deeds** ( ઇવિલ ડીડ્ઝ )=દુષ્ટ કૃત્યો.

**Alms** ( આમ્સ )=ભિક્ષા.

**You seem to be very poor**=તું ઘણો ગરીબ જેવો દેખાય છે.

**Nails** ( નેઇલ્સ )=નખો.

**Fine story**=સુંદર વાત.

**Could wait no longer**=વધારે વાર રાહ જોઇ શક્યો નહિ.

**Desire** ( ડીઝાયર )=ઇચ્છા.

**Waded** ( વેઈડેડ )=માં થઇને પસાર થયો.

**He had stuck** (હી હૅડ સ્ટક)=તે કળી ગયો હતો.

**Ready for you**=તારે માટે તૈયાર.

**Mud** ( મડ )=કાદવ, કીચડ.

**I am sorry for you**=તારે માટે મને શોક થાય છે.

**Sprang** (સ્પ્રેન્ગ) = કુદી પડયો.

**Love of gold cost him his life**=સોનાના પ્રેમ માટે તેને જીવનની કિંમત આપવી પડી, સોનાના લોભે પ્રાણ ગુમાવ્યા.

૧. દક્ષિણના એક જંગલમાં એક ઘરડો વાઘ હતો. તે એટલો બધો નબળો થઇ ગયો હતો કે તે હરણની પાછળ જંગલમાં શિકાર કરવા પાછળ પડી શકતો નહિ. તેને માણસો પકડવાની આદત પડી ગઇ હતી કે જે હરણની માફક દોડી શકતાં નહિ.

૨. આખરે એ એટલો બધો નબળો પડી ગયો કે માણુસના જેટલી ઝડપથી પણ દોડી શકતો નહિ. શું કરવું તેની તેને ખબર પડી નહિ. પછી તરતજ તેને એક સોનાની બંગડી જડી. તેણે પોતે વિચાર્યું, "આહા! આ સોનાની બંગડી મારે કોઈ ઉપયોગની નથી, કારણ કે વાઘ બંગડીઓ પહેરતા નથી. કદાચ કોઈ લોભીને પકડવામાં તે મને મદદ કરશે." પછી તે જંગલની વચ્ચે એક તલાવડાને કિનારે બંગડીને પાસે રાખી બેઠો. તલાવડાનું તળીયું જાડા કાદવથી ભરેલું હતું જેથી કરીને જો કોઈ અંદર જાય તો સહેલાઈથી પાછો આવી શકે નહિ.

૩. આઓચાઆની બીજી બાજુ જો કોઈને પસાર થતાં તે જોતો તો તેને બુમ પાડી બોલાવતો, "હો! હો! અહીંયાં એક સુંદર સોનાની બંગડી છે, આવ અને લઈ જા."

૪. આખરે એક કંજુસ ત્યાંથી પસાર થયો, જે સોનાને જીવન કરતાં વધારે ચાહતો હતો. જ્યારે તેણે વાઘની બુમ સાંભળી ત્યારે તે ઉભો રહ્યો અને મનમાં બોલ્યો. "આજે હું નસીબદાર છું. મને પેલી સોનાની બંગડી મળે તો કેવું સારૂં! છતાં મારે તે માટે જીવના જોખમ-માં ન ઉતરવું જોઈએ. પણ કોઈ જાતના જોખમ વિના બધા લાભો મળે છે? શું થાય છે તે મને જોવા દે." પછી તેણે વાઘને બોલાવ્યો "તારી બંગડી ક્યાં છે?"

૫. વાઘે તેનો પંજો લંબાવતાં કહ્યું, "આ રહી. આવ અને લઈ જા! કંજુસે કહ્યું "હંમ, તારા જેવા વિકાળ પશુનો હું વિશ્વાસ કેવી કરી શકું? જો હું પાસે આવું તો તું મને મારી નાંખે."

૬. વાઘે જવાબ આપ્યો, "સાંભળ! જ્યારે હું જુવાન હતો ત્યારે મારે કબુલવું જોઈએ કે હું ઘણો જ દુષ્ટ હતો. મારો યોગ્ય ખોરાક હું જાણું છું કે હરણ હતું. અને કોઈ વાઘને જંગલમાં હરણને મારી

નાંખવા માટે કપેકો દઈ શકે નહિ. પણ હું ગામડાંઓમાં ઉતરી પડતો હતો અને ગાયોને મારી નાંખતો હતો. મેં ઘણાં માણસોને, બ્રાહ્મણોને પણ મારી નાંખ્યા હતા.

૭. પણ મેં જે કર્યું તેને માટે મારા ઘડપણમાં મને ઘણું લાગી આવે છે. આગલાં દુષ્ટ કૃત્યોને સમતોલ કરવા મારે ભલું કરવાની ઇચ્છા છે. ગરીબોને ભિક્ષા આપવી એ સારામાં સારું કામ કોઈ પણ કરી શકે તેવું છે, એટલે હું આ સોનાની બંગડી કોઈ ગરીબને આપી દેવા માટે અહીંઆં બેઠો છું. તું ઘણો ગરીબ દેખાય છે માટે તે હું તને આપી દઈશ. તું બ્હીશ મા. હું ઘણો ઘરડો છું અને મારા દાંત અને નખ પડી ગયા છે. મારી ઇચ્છા ઇજા કરવાની હોય તોપણ કરી શકું એમ નથી."

૮. જ્યારે કંજુસે આ સુંદર વાત સાંભળી ત્યારે સોનું લેવા માટે તેની ઇચ્છા એટલી વધી પડી હતી કે તે વધારે વાર રાહ જોઈ શકયો નહિ. તે ખાબોચીઆમાં પાર જવા લાગ્યો ત્યાં તેને તરતજ માલુમ પડયું કે તે કાદવમાં ખુંતી ગયો અને ખસી શકયો નહિ.

૧૦ વાઘે કહ્યું, "હો, હો ! શું એમ છે ? મને તારે માટે શોક થાય છે. જ્યાં છે ત્યાંને ત્યાં ઉભો રહે. હું આવું છું અને તને ખેંચી કહાડીશ." આમ કહેતો કને તે તેની ઉપર તુટી પડયો. વાઘ ઘણો ભૂખ્યો હતો અને તરતજ કંજુસની કટકી પણ બાકી રહી નહિ. સોનાની લાલચે તેના પ્રાણ ગયા.

## Grtmmer.

Irregular (ઇરેગ્યુલર)= અનિયમિત.

Irregular adjective=અનિ-યમિત વિશેષણ.

Rule (રૂલ)=નિયમ.

Regular (રેગ્યુલર)=નિયમિત.

According to rule= નિયમ પ્રમાણે.

Worse (વર્સ)=વધારે ખરાબ.

Worst (વર્સ્ટ)=સૌથી ખરાબ.

Feeling (ફીલિંગ)=લાગણી.

Express (એક્સપ્રેસ)=વ્યક્ત કરે છે, પ્રદર્શિત કરે છે.

---

## 21. The Brahmin and the Bheel.

## ૨૧. બ્રાહ્મણ અને ભીલ.

Brahmin (બ્રાહ્મિન)= બ્રાહ્મણ.

Bheel (ભીલ)=ભીલ.

Kind-hearted (કાઇન્ડ હાર્ટેડ)=માયાળુ હૃદયનો.

Mahratta Brahmin (મહારાટા બ્રાહ્મિન)=મરાઠા બ્રાહ્મણ

Doctor (ડૉક્ટર)=વૈદ્ય, ડૉક્ટર.

Tribes (ટ્રાઇબ્ઝ)=જાતો.

For thousands years= હજારો વર્ષોથી.

Wild men (વાઇલ્ડ મેન)= જંગલી માણસો.

Neither (નીધર)=નહિ.

Nor (નોર)=કે નહિ.

Can neither read nor write=વાંચી શકતો નહિ કે લખી શકતો નહિ.

They live (ધે લિવ)=ગુજરાન ચલાવતા.

By hunting (બાય હન્ટિંગ) = શિકારથી.

Wild animal (વાઇલ્ડ એનિમલ)=જંગલી જનાવર.

Shots (શોટસ)=તાકિકુ. (નિશાન તાકનારા)

Are very good shots= ઘણા સારા તાકિકુ હોય છે.

**Bow** ( બો )=કામઠું.

**Arrows** ( એરોઝ )= તીરો, બાણો.

**Very Very few of them** =તેમાંના ઘણા જ થોડા.

**Meals** ( મીલ્સ )=ભોજન.

**Hut** ( હટ )=ઝુંપડું.

**Medicines** ( મેડિસિન્સ )= દવાઓ.

**A few medicines**=થોડી દવાઓ.

**Were afraid** (વેર અફ્રેઈડ)= બ્હીતા હતા.

**Got ill** ( ગૉટ ઈલ )=માંદો પડતો.

**To make him well**=સારો કરવાને.

**Went for a long walk**= લાંબે સુધી ફરવા ગયો.

**Lovely** ( લવલિ )=આકર્ષક, મનપસંદ.

**Felt** ( ફેલ્ટ )=તપાસી જોયું, શોધી જોયું.

**Pocket** ( પૉકેટ )=ગજવું.

**Had forgotten** ( હૅડ ફરગૉટન )=ભૂલી ગયો હતો.

**He had left it at home**=તે તેને ઘેર મૂકીને આવ્યો હતો.

**Friendly** ( ફ્રેન્ડલિ )=મિત્રાચારીવાળો.

**Short cuts** ( શૉર્ટ કટ્સ )= ટૂંકા માર્ગો.

**Mistake** ( મિસટેઇક )=ભૂલ.

**May make some mistake**=કંઇક ભૂલ કરે.

**Message** ( મેસેજ )=સંદેશો.

**However** ( હાવએવર )=જેમ તેમ કરીને.

**Neither pencil nor paper**=પેન્સીલ કે કાગળ હતા નહિ.

**Charcoal** (ચારકોલ)=લાકડાનો કોલસો; કોયલો.

**White stone** (વ્હાઈટ સ્ટોન)= ધોળો પત્થર.

**Send my knife**=મારૂં ચપ્પું મોકલજે.

**Lady** ( લૅડિ )=બાનુ, બાઈ.

**Can the stone talk**=પત્થર વાત કરી શકે છે ?

**Said no more**=વધારે કંઇ બોલ્યો નહિ.

**Salaam** ( સલામ )=સલામ.

**Hand writing** ( હૅન્ડ રાઇ-ટિંગ=હસ્તાક્ષરો.

**Handed** ( હૅન્ડેડ )=હાથો હાથ આપ્યો.

**The Bheel was filled with wonder**=આશ્ચર્યથી ચકિત થયો.

**Exclaimed** (એક્સક્લેઇમ્ડ)=બોલી ઉઠયા.

૧. એક વખત એક દયાળુ હૃદયનો મરાઠા બ્રાહ્મણ ડાકટર હતો જે પુનામાં રહેતો હતો. તેણે ઘણા વખત ભિલો વિષે સાંભળ્યું હતું. જે જુનામાં જુની જાત હજારો વર્ષોથી ડુંગરામાં રહે છે. તેઓ જંગલી માણસો છે અને વાંચી કે લખી શકતા નથી. તેઓ જંગલી પ્રાણીઓનો શિકાર કરી ગુજરાન ચલાવે છે અને તીરકામઠાના તેઓ સારા તાકેડુ નિશાનના જ હોય છે. તેઓમાં ઘણા જ થોડાએ પુસ્તક જોયું હશે.

૨ બ્રાહ્મણને ભીલોનું ભલું કરવાનો વિચાર હતો. તેથી તે જંગલમાં જે તેમનું ઘર હતું ત્યાં ગયો. અને ત્યાં કેટલોક વખત તેની પત્ની કે જે તેને માટે ભોજન બનાવતી હતી તેની સાથે એક ઝુંપડામાં રહ્યો. અહીંઆં થોડીક દવા તેણે રાખી હતી. પ્રથમ તો જંગલી ભીલો તેનાથી બીવા લાગ્યા, પણ જ્યારે તેમને માલમ પડયું કે તે કેવો માયાળુ અને ભલો તેમના તરફ છે, ત્યારે તેઓ વારંવાર તેને મળવાને આવતા અને તેની સાથે વાત કરતા. જો કોઈ ભીલ માંદો પડયો હોય તો તેને તે દવા આપતો અને સાજો કરવા પ્રયત્ન કરતો.

૩. એક દિવસ તે બ્રાહ્મણ લાંબે સુધી જંગલમાં ફરવા ગયો. ત્યાં એક છોડ ઉપર કેટલાંક રમણિય ફુલો જોયાં. " હું તેમને મારી પત્ની માટે સાથે ઘેર લઇ જઇશ" તેણે વિચાર કર્યો. પણ જ્યારે તેના ચપ્પુ માટે તેના ગજવામાં તપાસ કરી ત્યારે તેને માલમ પડયું કે તે ઘેર ભૂલી ગયો છે. તે તેને ઘેર મૂકીને આવ્યો હતો.

૪. એક મિત્રાચારી ભરેલો ભીલ પાસે ઉભો હતો. બ્રાહ્મણે પોતે કહ્યું. કે "હું તેને મારા ચપ્પા માટે મોકલીશ. તે બધા જંગલના ટુંકા રસ્તા જાણે છે અને હું જઇ શકું તેના કરતાં મારે ઝૂંપડે તે જલ્દી જઇ શકશે. મારી પત્ની મારૂં ચપ્પુ કયાં છે તે જાણે છે. પણ ભીલ જો તેની સાથે સંદેશો મોકલાવું તો કંઇક ભૂલ કરે. માટે તેને લખવું જોઇએ." તેમ છતાં જ્યારે તેનો હાથ તેણે ગજવામાં નાંખ્યો ત્યારે તેના ગજવામાંથી સીસાપેન કે કાગળ જડી આવ્યાં નહિ.

૫. પછી બ્રાહ્મણે એક કોયલાનો તૂકડો લીધો ને તેનાથી એક સફેદ પત્થર જે ત્યાં પડયો હતો તેની ઉપર તેણે આ શબ્દો લખ્યા–'મારૂં ચપ્પુ મોકલજે.' પછી તેણે ભીલને કહ્યું, "આ પત્થર મારા વતી મારી પત્ની પાસે મારે ઘેર તું લઇ જશે અને તને આપે તે મારી પાસે તું લાવશે ?"

૬. ભીલે પૂછ્યું, "બાઇ સાહેબને હું શું કહું ?" બ્રાહ્મણે જવાબ આપ્યો "કંઈ કહેતો નહિ, મારે જે જોઇએ છીએ તે પત્થર કહેશે." ભીલે કહ્યું, "શું પત્થર વાત કરી શકે છે ?" બ્રાહ્મણે કહ્યું, "હા."

૭. ભીલ વધારે કંઇ બોલ્યો નહિ પણ પત્થર લીધો અને તે સાથે દોડી ગયો. એ તરત જ ઝૂંપડે પહોંચી ગયો. બ્રાહ્મણ બાઇને સલામ કરી અને તેને પત્થર આપ્યો. તે તેના ધણીના હસ્તાક્ષરો ઓળખતી હતી, અને ચપ્પુ લીધું ને તેને હાથોહાથ આપ્યું.

૮. તેણે તેને પૂછ્યું, "તમે ડોકટરને જે વસ્તુ જોઇએ છીએ તે કેવી રીતે જાણ્યું" ? બાઇએ જવાબ આપ્યો "પત્થરે મને કહ્યું." ભીલ તો આશ્ચર્યથી ચકિત થઈ ગયો. તે બ્રાહ્મણ પાસે ચપ્પુ લઈ ગયો અને પોતાના ગામે દોડી ગયો અને પોતાના મિત્રોને કહ્યું. તે બધા બોલ્યા "જુઓ આપણો બ્રાહ્મણ કેવો ડાહ્યો પુરૂષ છે. તે પત્થરાને પણ વાત કરતો બનાવે છે ?"

---

## Grammar.

How adverbs are compared=ક્રિયા વિશેષણોની તુલના કેવી રીતે થાય.

Fever (ફીવર)=તાવ.

Hospital (હોસ્પિતાલ)=ઇસ્પિટલ, દવાખાનું.

## 22. The Bundle of Sticks.
## ૨૨. લાકડીઓની જુડી.

Bundle (બન્ડલ)=જુડી, ભાથી.

Sticks (સ્ટિક્સ)=લાકડીઓ.

Very sad (વેરિ સેડ)=શોકાતુર.

For though (ફોર ધો)=જો કે.

Sturdy (સ્ટર્ડિ)=મજબુત બાંધાનો.

Hated (હેટેડ)=ધિક્કારતા હતા.

They hated one another =તેઓ એક બીજાને ધિક્કારતા હતા.

Quarrelled (કવેરલ્ડ)=કજીઓ કરતા હતા.

Daily (ડેઇલિ)=હંમેશાં.

He felt (હી ફેલ્ટ)=તેને લાગ્યું.

Could not live in peace = શાંતિથી રહી શકશે નહિ.

Quarrels (કવેરલ્સ)=કજીઆઓ, તકરારો.

Cease (સીઝ)=બંધ પડવું, બંધ પડે.

Servant (સરવન્ટ)=નોકર.

String (સ્ટ્રિંગ)=દોરી.

Together in a bundle thick=એક જાડી ભારીમાં સામટી.

He lay in bed=તે પથારીમાં પડયો હતો.

Sick (સિક)=માંદો.

He was sick=તે માંદો હતો.

Around (એરાઉન્ડ)=આસપાસ.

Just (જસ્ટ)=જરા.

To break (બ્રેક)=ભાગવાને. ભાગવું.

Tried his best=પોતાથી બન્યું તેટલું કર્યું.

**Tugged** (ટગ્ડ)=ખેંચતાણુ કરી
**But tugged in vain**=
પણ ખેંચતાણુ ફોગટની કરી.
**'Twas plain**=તે ચોકખું હતું.
**Be quick** ( બી ક્વીક )=ઉતાવળા થાવ.
**Single** ( સિંગલ )=એક એક.
**No sooner** (નો સૂનર)=તરતજ
**Had been spoken**=બોલાયા હતા.
**Every stick**=દરેક લાકડી.
**To bits was broken**=
ભાગીને તૂકડે તૂકડા કરી નાંખવામાં આવ્યા હતા.
**Union** ( યુનિયન )=સંપ.
**Union is strength** (યુનિયન ઇઝ સ્ટ્રેન્થ )=સંપ ત્યાં જંપ.
**So long as**=જ્યાં સુધી, ત્યાં સુધી.
**Stand side by side**=એક બીજાની બાજુએ ઉભા રહેવું.
**Shoulder to shoulder**=
ખભે ખભો અડાડીને.
**Arm to arm**=હાથમાં હાથ રાખીને.
**No one can hurt you**=
કોઈ તમને ઇજા કરી શકશે નહિ.
**No one harm**=કોઇ નુકશાન કરી શકશે નહિ.
**Together you are safe** =
સાથમાં તમે સહિસલામત છો.
**Sound** ( સાઉન્ડ )=મજબુત.
**Stand apart** (સ્ટેન્ડ ઍપાર્ટ)=
છૂટા રહો, છૂટા ઉભા રહો.
**You fall to the ground**=
જમીન પર ગબડી પડો છો. પડી જાવ છો.

૧. એક ઘરડા માણસને જો કે ત્રણ મજબુત છોકરા હતા છતાં ઘણો ઉદાસીન રહેતો હતો. અફસોસ ! તેઓ એક બીજાને ધિક્કારતા હતા, દરેક પોતાના ભાઈ સાથે હંમેશાં કજીઓ કરતો હતો. તેને લાગ્યું કે જ્યાં સુધી તે કજીઆને બંધ કરશે નહિ ત્યાં સુધી તે શાંતિમાં જીવી શકશે નહિ.

૨. એક દિવસ એક નોકર પાસે કેટલીક લાકડીઓ મંગાવી અને તેમને દોરાથી એક જાડી ભારીમાં બંધાવી. તે પથારીમાં પડયો હતો, કારણકે તે માંદો હતો. પછી તેણે તેના છોકરાઓને તેની પથારી આજુબાજુ પાસે બોલાવ્યા, અને તેના મોટા છોકરાને તેણે કહ્યું:–

૩. "મારા દીકરા, જરા આ લાકડીઓને ભાગવા પ્રયત્ન કર જોઇએ." તેણે પ્રયત્ન કર્યો પણ થઈ શકયું નહિ. પછી બીજાએ પ્રયત્ન કર્યો, તે પછી ત્રીજાએ યત્ન કર્યો. મેં સાંભળ્યું છે તેમ દરેકે પોતાથી બનતો યત્ન કર્યો. તેઓએ ખેંચતાણ કરી પણ તે બધી ખેંચતાણ વ્યર્થ ગઈ. એ ખુલ્લું હતું કે તેઓ લાકડીઓ ભાગી શકયા નહિ.

૪. પછી બાપે કહ્યું, "દીકરાઓ, ઉતાવળ કરો, તમે દરેક એક એક લાકડી ભાગો." હજુ તો એ શબ્દો બોલાઇ રહ્યા નથી ને બધી લાકડીઓના તૂકડે તૂકડા થઇ ગયા.

૫. બાપે કહ્યું "સંપ ત્યાં જંપ. જ્યાં સુધી તમે એક બીજાને પડખે, ખભે ખભો અડાડીને હાથમાં હાથ રાખીને ઉભા રેહેશો, ત્યાં સુધી કોઇ તમને ઇજા કરી શકશે નહિ, કોઇ તમને નુકશાન કરી શકશે નહિ. એક સાથમાં તમે સહીસલામત છો. તમે મજબુત છો પણ એક વખત જુદા પડી જાવ તો તમે ભોંયે પડી જશો."

---

## Grammar.

Gender ( જેન્ડર )=જાતિ.
Gender of Nouns=નામની જાતિ.

Male ( મેઇલ )=મરદ, નર.
Female (ફીમેઇલ)=માદા, નારી.

Masculine ( મૅસ્ક્યુલાઇન )= નર ( જાતિ ).

Feminine ( ફેમિનાઇન )= નારી ( જાતિ ).

Neuter ( ન્યુટર )=નાન્યતર ( જાતિ. )
Life ( લાઇફ )=જીવન.
Common ( કૉમન )=સામાન્ય.
Negative ( નેગેટીવ )=નકાર-વાચક.

---

## 23 The Vulture and the Cat

## ગીધ અને બિલાડી.

Vulture ( વલ્ચર )=ગીધ.
Bank ( બૅન્ક )=તિર, કાંઠો.
Ganges ( ગેન્જીઝ )=ગંગા.
Fig tree ( ફિગ ટ્રી )=વડનું ઝાડ.
Which was the home of many birds=જે ઘણા પક્ષીઓનું નિવાસસ્થાન હતું.
Trunk=થડ.
Hollow ( હૉલો )=પોલું.
Within ( વિધિન )=અંદર.
Aged vulture=ઘરડું ગીધ.
Had seen better days=જેણે સારા દિવસો જોયા હતા.
Feeble ( ફીબલ )=નબળો.
Claws ( ક્લૉઝ )=પંજા.
Were worn out ( વેર વૉર્ન આઉટ )=ગળી ગયા હતા.
Was half blind ( હાફ બ્લાઇન્ડ )=અર્ધો આંધળો હતો, આંધળા જેવો હતો.
He could no longer fly =તે લાંબો વખત ઉડી શકતો નહિ.
Grey head=કાબર ચીતરા માથાવાળો.
Had known him all their lives=તેમના આ જીવનથી તેઓ જાણતા હતા.
Was much older than any of them=તેમાંના કોઇના કરતાં તે વધારે ઘરડો હતો.
Pitied ( પિટિડ ) તે દયા ખાતાં હતાં.

**Managed** ( મૅનેજડ )=વ્યવસ્થા કરેતાં હતાં.

**He managed to live**= ગુજરાન ચલાવવાની વ્યવસ્થા કરતો હતો.

**In return** ( ઇન રીટર્ન )= બદલામાં.

**Kept guard** ( કેપ્ટ ગાર્ડ )= રક્ષા કરતો હતો.

**Although** ( ઓલધો )=જો કે.

**Huge** ( હ્યુજ )=કદાવર.

**Fierce** ( ફીયર્સ )=વિકરાળ.

**Formidable** (ફૉરમિડેબલ)= ભયદાયક, ત્રાસકારક

**Hawk** ( હૉક )=બાજ.

**Kite** ( કાઇટ )=સમડી.

**Bird of prey** ( બર્ડ ઓફ પ્રે )=શિકારી પક્ષી.

**To prey** ( ટુ પ્રે )=શિકાર કરવો.

**Dared** ( ડેર્ડ )=હિંમત કરતું.

**So long as he was**=જ્યાં સુધી તે ત્યાં હોય ત્યાં સુધી.

**Flew off**=દૂર ઉડી જતાં.

**To search** (ટુ સર્ચ)=ખોળવાને.

**Fearlessly** ( ફીયરલેસલી )= બ્હીક સિવાય, ભય વિના.

**Charge** ( ચાર્જ )=હવાલો, કબજો.

**Long-ears**=લંબકર્ણું.

**Prowling** ( પ્રાઉલિંગ )= શિકારની શોધમાં ફરતી.

**Climbed** (ક્લાઇમ્બ્ડ)=ઉપર ચઢી.

**To look for**=શોધવાને.

**Live on**=ની ઉપર ગુજરાન કરવું, જીવવું.

**Alarmed** (એલાર્મ્ડ)=બ્હીન્યાં.

**Chirped** ( ચર્પ્ડ )=ચીં ચીં અવાજ કરવો.

**So loudly** ( સો લાઉડલી )= એટલે મોટેથી.

**Noise** ( નોઇઝ )=અવાજ.

**Roused** ( રાઉઝડ )=જગાડયો.

**Was dozing** ( વૉઝ ડૉઝિંગ )= ઝોકાં ખાતો હતો.

**Perch** ( પર્ચ )=પક્ષીની બેઠક.

**Croaked** ( ક્રોકડ )=બોલ્યું ( ગીધનું બોલવું ).

**Started** ( સ્ટાર્ટેડ )=ચમકી ઉઠી.

**Trembled** ( ટ્રેમ્બલ્ડ )=ધ્રુજી ઉઠી.

**Last hour had come**= તેની છેલ્લી ઘડીઓ આવી છે.

**Soft words** (સોફ્ટ વર્ડ્સ)= નરમ શબ્દો.

**Flattery** ( ફ્લૅટરિ )=ખુશામત

**Would do**=કરે.

**Meekly** ( મીકલિ )=નમ્રતાથી.

**Sternly** ( સ્ટર્નલિ )=કરડાકીથી

**Humbly** (હંબલિ)=નરમાસથી

**Threatening** ( થ્રેટનિંગ )=
ગભરાવી નાંખતા.

**Tone** ટોન )=અવાજ.

**I am ready to die**=હું
મરવાને તૈયાર છું.

**With eyes cast down**
(વિથ આઇઝ કાસ્ટ ડાઉન)=
આંખો નીચી રાખીને.

**Cast down** ( કાસ્ટ ડાઉન )=
નીચે નાંખવું.

**Why have you come up into my tree**=
અહીં ઉપર મારા ઝાડમાં
તું કેમ આવી છે ?

**Deign** ( ડેઇન )=રજા આપો.

**Deign to listen to my words**=મને સાંભળવાની
મહેરબાની કરો. મને બોલ-
વાને રજા આપો.

**Holy** ( હોલિ )=પવિત્ર.

**Fast** ( ફાસ્ટ )=ઉપવાસ કરવા.

**Pious** ( પાયસ )=પવિત્ર.

**Flesh** ( ફ્લેશ )=માંસ.

**Handful** (હૅન્ડફુલ)=કોળીઓ.

**Holy book**=પવિત્ર પુસ્તક.

**Know every thing**=તમે
બધું જાણો છો.

**Spend your time**=તમારો
વખત ગાળો છો.

**Meditation** ( મેડિટેશન )=
ધ્યાન.

**To beg of you**–તમારી
પાસેથી માગવાને.

**To teach me the law**=
નીતિ નિયમો શીખવાને.

**Law** ( લૉ )=કાયદો, નીતિ.

**Shastras** (શાસ્ત્રો)=ધર્મશાસ્ત્રો

**Strangers** (સ્ટ્રેન્જર્સ)=અજ્ઞાત,
અજાણ્યો માણસ.

**Host** ( હોસ્ટ )=યજમાન.

**Guest** (ગેસ્ટ =પરોણો, અતિથિ.

**Duty** ( ડ્યુટિ )=ફરજ, ધર્મ.

**To welcome** ( વેલકમ )=
આવકાર આપવો.

**All this is very true**=
આ બધું તદ્દન સાચું છે.

**And that is why**=અને એજ કારણથી,

**Parden me my lord**=મારા પ્રભુ માફ કરજો.

**I follow the rules of the holy book**=હું શાસ્ત્ર આજ્ઞા પ્રમાણે વર્તન રાખું છું.

**If you have no time to teach me**=મને શીખવાડવાનો વખત ન હોય તો.

**Corner** ( કોરનર )=ખુણો.

**Plenty of room**=પુષ્કળ જગ્યા છે.

**I can at least look upon your face**=કંઇ નહિ તો હું તમારાં મુખનાં દર્શન તો કરી શકું.

**Wisdom** ( વિઝડમ )=ડહાપણ.

**Actions** ( એકશન્સ )=કામો.

**Company** ( કંપનિ )=સંઘાત, સોબત.

**He heard the cat say**=તેણે બિલાડીને કહેતી સાંભળી

**He made no reply**=તેણે જવાબ આપ્યો નહિ.

**Doze** ( ડોઝ )=ઝોકું.

**Abode** ( ઍબોડ )=રહેઠાણ નિવાસ.

**Took up her abode**=તેણે રહેઠાણ કરી.

**Day after day**=પ્રતિદિન.

**Was asleep** ( વૉઝ એસ્લીપ)=ઉંઘતો હતો.

**Stole** (સ્ટોલ)=ચોરી કરતી હતી

**She took a bird here and there**=તેણે એ પક્ષી અહીંથી લીધું, બીજુ પણેથી લીધું.

**Be missed** ( બી મિસ્ડ )=ગુમ થવું.

**Would not all at once be missed**=બધાં એ સામટાં ગુમ થાય નહિ.

**In a few days**=થોડા દિવસોમાં

**Empty** ( એમ્પટિ )=ખાલી.

**To get empty**=ખાલી થવું

**Missed** ( મિસ્ડ )=ગુમાવ્યા.

**Council** ( કાઉન્સીલ )=સભા

**Held a council** ( હેલ્ડ એ કાઉન્સીલ )=સભા ભરી.

**Was settled** ( વોઝ સેટલ્ડ )=નક્કી કરવામાં આવ્યું.

Careful ( કેરફુલ )=સંભાળપૂર્વક.

Search ( સર્ચ )=ખોળ, શોધ.

Search should be made=શોધ કરવી જોઇએ.

What was said=જે કહેવાયું.

Slipped ( સ્લિપ્ડ )=ખસી ગઇ, છટકી ગઇ.

Quietly ( ક્વાએટલિ )=ચુપચુપ.

As soon as it was light=જેવું અજવાળું થયું કે તરતજ

Looked all over the tree=આખા ઝાડમાં તપાસ કરી.

Bones ( બોન્સ )=હાડકાં.

Little ones=નાનાં બચ્ચાં.

Has played us false=આપણુને નિમકહરામ નીવડયું છે.

Has eaten=ખાઇ ગયું છે.

They fell on him=તેની ઉપર તુટી પડયાં.

In a body=એક સામટાં, સમૂહમાં

And pecked him to death=અને તેને ચાંચાંટીને મારી નાંખ્યું.

This is what comes of=શું પરિણામ આવે છે તે આ છે.

Listening ( લિસનિંગ )=સાંભળવાથી.

Flattering ( ફ્લૅટરિંગ )=ખુશામતના.

Deceitful (ડીસીટફુલ)=પ્રપંચી, દગાવાળા.

૧. એક વખત ગંગાના કિનારા ઉપર એક વડનું ઝાડ આવેલું હતું, જે ઘણાં પક્ષીઓનું નિવાસસ્થાન હતું. થડ પોલું હતું અને તેની અંદર એક ઘરડું ગીધ રહેતું હતું. તેણે એક વખત ઘણા સારા દિવસો જોયા હતા. હવે તે ઘરડું અને નબળું થઈ ગયું હતું. તેના પંજા ગળી ગયા હતા અને તે અર્ધો આંધળો હતો. તે વધારે વાર ઉડી શકતો નહિ અને તેના દર બહાર ડાળ ઉપર બેસવું પણ તેને અઘરૂં થઇ પડતું હતું. તેનું નામ 'ગ્રે હેડ' હતું.

૨. જે પક્ષીઓ ઝાડમાં રહેતાં હતાં તેઓ તેને તેમના આજીવનથી ઓળખતાં હતાં, કારણ કે તે તેમાંનાં દરેક કરતાં ઘણોજ વધારે ઉંમરે હતો. તેઓ તેની દયા ખાતાં હતાં અને તેને દરરોજ ખાવા માટે દાણા લાવતાં હતાં અને આ પ્રમાણે તે પોતાના ગુજરાનની વ્યવસ્થા કરતો હતો.

૩. બદલામાં ગીધ પક્ષીઓના માળાની રક્ષા કરતો હતો. જો કે તે ઘરડો અને નબળો હતો છતાં તે એટલો કદાવર, અને દેખાવમાં વિકરાળ અને ત્રાસદાયક હતો કે જેથી બાજ, કે સમડી કે કોઈ શિકારી પક્ષી જ્યાં સુધી તે ત્યાં હોય ત્યાં સુધી પક્ષીઓના માળામાંથી નાનાં બચ્ચાંને ઉઠાવી જવાની હિંમત કરતાં નહિ. મોટાં પક્ષીઓ બ્હીક વિના પોતાના માળા, ઘરડા ગ્રે હેડના કબજામાં સોંપી ખોરાકની શોધમાં દૂર ઉડી જતાં હતાં.

૪. એક દિવસ, જ્યારે બધાં મોટા પક્ષી બહાર ગયાં હતાં, ત્યારે 'લોન્ગ ઇયર્સ' નામની એક બિલાડી ઝાડની આસપાસ શિકાર શોધતી આવી. તેણે ગીધને દેખ્યું નહિ, જેના વિષે તેણે કદી સાંભળ્યું નહતું. તેથી તે ઝાડ ઉપર પક્ષીઓ શોધવા ચઢી ગઇ, કારણ કે બિલાડીઓ જેમ ઉંદર ઉપર તેમ નાના પક્ષીઓ ઉપર ગુજરાન ચલાવે છે. જ્યારે નાનાં બચ્ચાંએ બિલાડીને જોઇ ત્યારે તેઓ ઘણો ભય પામ્યાં અને એટલે મોટેથી ચું ચું કરવા માંડ્યું કે જેથી તેના અવાજે "ગ્રે હેડ" જે તેની બેઠક ઉપર ઝોકાં ખાતો હતો તે જાગી ઉઠ્યો.

૫. "ત્યાં કોણ આવ્યું છે?" ગીધે અવાજ કર્યો. 'લોન્ગ ઇયર્સ' જ્યારે આ સાંભળ્યું ત્યારે તે ભડકી ઉઠી. તેણે ઉંચે જોયું અને જ્યારે તેણે મોટું વિકાળ દેખાવનું પક્ષી જોયું ત્યારે તે ધ્રુજવા લાગી અને ધાર્યું કે મરણ કાળ નજીક આવ્યો છે. તે ઉઠી શકે તેમ

નહતું, તેથી તેણે વિચાર કર્યો કે નરમ શબ્દો અને ખુશામત શું કરે તે મને જોવા દે.

૬. "સવારની સલામ મારા પ્રભુ!" તેણે નરમાસથી કહ્યું. "તું કોણ છે?" ગીધે કરડાકીથી પૂછ્યું. "હું બિલાડી છું" લૉન્ગ ઇયર્સે નમ્રતાથી જવાબ આપ્યો. "બિલાડી, દૂર ભાગી જા, નહિ તો હું તને મારી નાંખીશ." ગ્રે હેડે ધમકી આપતા અવાજે કહ્યું.

૭. નીચી આંખો રાખી બિલાડીએ જવાબ આપ્યો, "મારા પ્રભુ, હું મરવાને તૈયાર છું. પણ મારે શું કહેવાનું છે તે સાંભળો." ગીધે પૂછ્યું "તારે અહીંઆં શું જોઈએ છીએ? તું કેમ અહીંઆં ઉપર મારા ઝાડમાં આવી છે?"

૮. બિલાડીએ કહ્યું "મારા શબ્દો સાંભળવાની રજા આપો. હું આ પવિત્ર નદીના તીરે રહું છું, અને પવિત્ર બ્રાહ્મણની માફક ઉપવાસ કરૂં છું. બીજી બિલાડીઓ જેમ માંસ ખાય છે તેમ હું માંસ નથી ખાતી. મારો ખોરાક જ્યારે મને મળી શકે ત્યારે એક કોળીઓ ભાત અને થોડું દૂધ છે. આખો દિવસ હું શાસ્ત્રો વાંચ્યાં કરૂં છું. તે ઝાડે જે પક્ષીઓ આવે છે તેઓ મને કહે છે કે તમે ભલા, ડાહ્યા અને બધા શાસ્ત્રના જાણકાર છો. તે કહે છે કે તમે તમારો વખત ડાળ ઉપર બેસીને ધ્યાનમાં ગાળો છો. તેથી સાહેબ, હું તમારી પાસે નીતિ શીખવાની યાચના કરવા આવી છું. શાસ્ત્રોમાં એમ નથી કહ્યું કે અજાણ્યાં પ્રત્યે માયાળુ થવું જોઇએ? યજમાને મહેમાનને મારી નાંખવો એ શું સારૂં છે? એક ગરીબ અતિથિને આવકાર આપવો એ શું ફરજ નથી?"

૯. ગ્રે હેડે જવાબ આપ્યો "આ બધું ઘણું સાચું છે, પણ આ ઝાડ બચ્ચાંથી ભરેલું છે અને બિલાડી પક્ષીઓ ખાય છે. તેથી મેં તને જતા રહેવાને કહ્યું હતું."

૧૦. લૉંગ ઇયરસે કહ્યું, "માફ કરો મારા પ્રભુ, હું એક ભલી ને પવિત્ર બિલાડી છું. હું કોઇને ઈજા કરતી નથી. હું શાસ્ત્રોના નીતિ નિયમો પ્રમાણે વર્તું છું. જો તમને ભણાવવાને વખત ન હોય તો મહેરબાની કરીને આ ઝાડમાં તમારા દરના એક ખુણામાં તમારી પાસે મને રહેવા દ્યો. આપણા બેને માટે તો પુષ્કળ જગ્યા છે. કંઇ નહિ તો હું તમારી મુખમુદ્રાનાં વારંવાર દર્શન કરીશ અને તમારાં કાર્યો ઉપરથી ડહાપણ શીખીશ. જેઓ સારાની સોબતમાં પોતાનો વખત પસાર કરે છે તેઓ પોતાની જાતે સારા થાય છે."

૧૧. બિલાડીને આમ બધું બોલતી સાંભળીને ઘરડું ગીધ ઘણું ખુશ થયું. તેણે કંઇ જવાબ આપ્યો નહિ, પણ એક વખત ફરી ઝોકાં ખાવા લાગ્યું. પછી બિલાડીએ ઝાડના દરના એક ખુણામાં પોતાની રહેઠાણ લીધી. દિવસે દિવસે જ્યારે મોટાં પક્ષીઓ બહાર જાય, અને ગીધ ઉંઘતું હોય ત્યારે તે કેટલાંક નાનાં બચ્ચાંને ચોરી જતી. એક પક્ષી અહીંથી અને એક પક્ષી પણેથી તે લેતી, કે જેથી કરીને તેઓ બધાં એક સામટાં ગુમ થાય નહિ.

૧૨. પણ થોડા દિવસોમાં માળા ખાલી થવા લાગ્યા. મોટાં પક્ષીઓએ પોતાનાં બચ્ચાં ગુમાવ્યાં હતાં. જ્યારે એક રાતે તે બધાં પાછાં આવ્યાં ત્યારે તેમણે સભા ભરી, અને એમ નક્કી કરવામાં આવ્યું કે બીજે દિવસે સવારમાં એક સંભાળપૂર્વક ખોળ કરવી. બિલાડીએ જે કહેવાયું તે બધું સાંભળ્યું, અને રાતના વખતે તે છાનીમાની ગીધની બોડમાંથી છટકી ગઇ અને ભાગી ગઇ.

૧૩. બીજી સવારે જેવું અજવાળું થયું કે તરતજ પક્ષીઓ આખા ઝાડમાં શોધી વળ્યાં. આખરે તે ગીધની બોડમાં આવ્યાં અને ત્યાં એક ખુણામાં તેઓએ તેમનાં બચ્ચાંનાં હાડકાં જોયાં. તેઓએ બુમ પાડી "ગીધ આપણી સાથે દગો રમ્યું છે. તે આપણાં બચ્ચાંને

ખાઇ ગયું છે." તેઓ બધાં એક સામટાં તેની ઉપર તૂટી પડયાં અને ચાંચાટીને તેને મારી નાંખ્યું.

૧૪. મરતાં મરતાં તેણે કહ્યું "અજાણ્યાના છેતરપીંડી ભરેલા ને ખુશામતીઆ શબ્દો સાંભળવાથી જે પરિણામ આવે છે તે આ છે."

---

## Grammar.

How gender is marked= જાતિ કેવી રીતે ઓળખાય છે.

Marking ( મારકિંગ )=ઓળખવાની.

Lioness ( લાયોનેસ )=સિંહણ

Compare ( કંપેર )=તુલના કરવી.

---

## 24 Difference between "Come" and "Go".

## ૨૪. "ચાલો" અને "જાવ" વચ્ચે તફાવત.

Difference (ડિફરન્સ)=તફાવત.

Certain ( સરટન )=અમુક, ફલાણું.

There once lived=એક વખત રહેતા હતા.

Land lord ( લૅન્ડ લોર્ડ )= જમીનદાર.

Named ( નેમ્ડ )=નામ.

Sankerrao=શંકરરાવ.

Had done good=સારી નોકરી કરી હતી.

Service ( સરવિસ )=નોકરી.

Rent free ( રેન્ટ ફ્રી )=મહેસુલ માફ, જેના ઉપર મહેસુલ ન લાગે તેવું.

Foolish ( ફૂલિશ )=મૂર્ખો.

Careless ( કેરલેસ )=કાળજી વગરનો.

Hired ( હાયર્ડ )=ભાડે રાખતો, રોજે લાવતો.

To till ( ટુ ટિલ )=ખેડવું, ખેડવાને.

Looked after ( લુકડ આફ્ટર) =તપાસ રાખી.

Stayed ( સ્ટેઇડ )=પડી રહેતો.

Idly ( આઇડલિ )=આળસુપણાથી

Spent ( સ્પેન્ટ )=ખરચી દીધા.

Father had left him= બાપે તેને માટે મૂક્યું હતું.

Enjoying (* એન્જોઇંગ )= મોજમઝા કરતાં.

*He* thought only of enjoying himself= તે ફક્ત પોતાની જાતે મોજમઝા કરવાનો જ વિચાર કરતો હતો.

Debt ( ડેટ )=દેવું.

Got heavily into debt ઘણાં દેવામાં આવી ગયો.

Shahukar ( શાહુકાર)=પૈસાદાર

Lent ( લેન્ટ )=ધીર્યા.

Gave him so much trouble=એટલી બધી તકલીફ આપી કે.

To pay off the debt=દેવું પતાવવાને.

Let out ( લેટ આઉટ )=ભાડે આપી, ગણોતે આપી.

Farmer ( ફારમર )=ખેડુત.

Shivappa (શિવાપા )=શિવાપા માણસનું નામ.

Profit ( પ્રૉફિટ )=લાભ, નફો.

Could make no profit =કંઇ નફો મેળવી શક્યો નહિ.

Cultivating ( કલ્ટિવેઇટિંગ )= ખેડતાં.

Industrious ( ઇન્ડસ્ટ્રીયસ )= મહેનતુ, ઉદ્યમી.

Prudent ( પ્રુડન્ટ )=ચતુર. દુરદેશી.

Ploughed ( પ્લાઉડ )=ખેડતો.

Manured ( મેન્યોર્ડ )=ખાતર નાંખતો, ખાતર પુરતો.

Sowed ( સોડ )=વાવતો.

Good seed ( ગુડ સીડ )= સારી જાતનું બી.

Crop ( ક્રોપ ) પાક.

Reaped ( રીપ્ડ )=લણતો.

Was worth ( વોઝ વર્થ )= કિંમતમાં હતું.

Rent ( રેન્ટ )=ભાડું.

Saved ( સેઈવ્ડ )=બચાવ્યાં
On himself=પોતાના સારૂ.
Wants (વૉન્ટસ)=જરૂરીઆતો.
Simple ( સિંપલ ) સાદી.
Mounted ( માઉન્ટેડ )=સ્વાર થયો.
Pony ( પૉનિ )=ટટ્ટુ.
Bussiness ( બીઝનેસ )=ધંધો, કામ.
Rode past ( રોડ પાસ્ટ )= પાસેથી સ્વાર થઇ ચાલ્યો.
Saw him riding past= પાસે થઇને પસાર થતાં જોયો
Edge ( એજ )=ધાર, વાડ.
As much as anybody else=બીજા કોઇના જેટલું.
Was astonished ( વૉઝ એસ્ટૉનિશ્ડ )=ચકિત થઇ ગયો.
I owned ( આઈ ઓન્ડ )=હું માલિક હતો.
Twice as much land as you rent from me= તેં મારી પાસેથી ગણોતે લીધી છે, તેના કરતાં બમણી.
Go into debt=દેવાદાર થયો.
Reason ( રીઝન )=કારણ.
The reason lies in two words only=એનું કારણ ફક્ત બેજ શબ્દોમાં રહેલું છે.
What do you mean=તું શું કહેવા માગે છે.
They only half did the work=તેઓએ ફક્ત અર્ધું કામ કર્યું.
Afternoon ( આફ્ટર નૂન )= બપોર પછી.
Follows ( ફૉલોઝ )=પછવાડે આવે છે.
Hard at work=સખત મજુરી.
Since the sun rose= સૂર્યોદય થયો ત્યારથી.
This is why I get a profit and you get none= આ કારણ છે કે મને કેમ નફો મળે છે ને તમને નથી મળતો.

૧. અમુક ગામમાં એક વખત એક શંકરરાવ નામનો જમીનદાર રહેતો હતો. એના બાપે રાજાની સારી નોકરી કરી હતી, જેણે તેને એક મોટો જમીનનો તુકડો વગર મહેસુલે આપ્યો હતો.

૨. શંકરરાવ મૂર્ખ અને કાળજી વિનાનો જુવાન માણસ હતો. તેણે તેની જમીન ખેડવા નોકરો ભાડે રાખ્યા હતા, અને કદી તેની તપાસ રાખતો નહિ. આળસથી તે ઘેર પડી રહેતો અને થોડા વખતમાં તેના બાપે રાખેલા પૈસા ખર્ચાઈ ગયા, કારણ કે મોજશોખ કરવો એ વિચાર તેણે કર્યો હતો. ચાર વરસમાં તે ભારે દેવામાં આવી ગયો. જે શાહુકારે પૈસા ધીર્યા હતા તેણે તેને એટલી બધી તકલીફ આપવા માંડી કે આખરે તેણે તેની જમીનમાંથી અર્ધી, દેવું પતાવવા વેચી દીધી. બીજી અર્ધી **શિવાપા** નામના એક ખેડુતને ગણોતે આપી કારણ કે તેને ખેડીને તે કંઇ નફો મેળવી શકે તેમ હતું નહિ.

૩. શિવાપા ઉદ્યોગી અને ચતુર માણસ હતો. તે જાતે હંમેશા ખેતરમાં જતો અને એક ચાકરની મદદથી જમીન ખેડતો હતો. તેમાં સારી રીતે ખાતર ભરતો અને સારાં બીજ વાવતો હતો. તે જે પાક લણતો તે જે સાંથ આપતો તેનાં કરતાં ચારગણી કિંમતનો હતો. તે આ પૈસામાંથી ઘણાખરા બચાવતો કારણકે તે પોતા માટે ઘણા થોડા ખરચતો. તેની જરૂરીઆતો ઘણી થોડી હતી અને તે સાદું જીવન ગાળતો હતો. આમ પાંચ વર્ષના સમયમાં તેણે એક મોટી રકમ બચાવી.

૪. એક સવારે શંકરરાવ તેને થોડું કામ હોવાથી એક ટટ્ટુ ઉપર સ્વાર થઇને પોતે ભાડે આપેલાં ખેતરો પાસેથી પસાર થતો હતો. શિવાપાએ તેને પાસેથી ઘોડેસ્વાર થઈ જતો જોયો, અને તે ખેતરની વાડ પાસે તેની સાથે વાત કરવા ગયો. તેણે કહ્યું "સાહેબ, મેં સાંભળ્યું છે કે તમે આ ખેતરો વેચવા વિચાર ધરાવો છો. જો એમ હોય તો હું તેમને ખરીદવાને ખુશી છું. હું તમને બીજા કોઇના કરતાં એટલું વધારે આપીશ. તે મને લેવા દો."

૫. જમીનદાર આશ્ચર્ય પામ્યો અને કહ્યું "તેં મારી પાસેથી જમીન સાંથે લીધી તેના કરતાં બમણી જમીનનો માલીક હું હતો. મારે સાંથ ભરવાની ન હતી, તેમ છતાં હું દેવાદાર થયો અને મારી અર્ધી પૂંજી ગુમાવી. તારી પાસે, મારી પાસે જે હતી તેથી અર્ધી જમીન છે, તું મને સાંથ આપે છે અને છતાં તેં પાંચ વર્ષમાં તેને ખરીદવા જેટલું બચાવ્યું છે. આ એમ કેમ છે?"

૬ શિવાપાએ જવાબ આપ્યો "કારણ ફક્ત બેજ શબ્દોમાં આવી રહ્યું છે. તમે કહ્યું 'જાવ', મેં કહ્યું 'ચાલો.'

૭. શંકરરાવે પૃછ્યું "તારો કહેવાનો શો અર્થ છે? મેં કોને કહ્યું કે 'જાવ' અને તમે કોને કહ્યું કે 'ચાલો'?

૮. શિવાપાએ કહ્યું "સાહેબ તમે તમારા ચાકરોને કહ્યું કે જાવ ને ખેતરો ખેડો. તમે કદી તમારી જાતે ત્યાં ગયા નથી. જ્યારે તેમણે જોયું કે કોઇ તેમની પાછળ તપાસ રાખનાર નથી એટલે તેઓ ફક્ત અર્ધું કામ કરતા. તમે ઘરમાં કંઇ કામ વગર સવારના બેસી રહો છો અને સાંજના સુધ જાવ છો."

૯. અને મારે માટે તો હું સવારમાં વહેલો ઉઠું છું. હું મારા ચાકરોને કહું છું 'મારી સાથે ચાલો.' હું પહેલો જાઉં છું અને તે પછી આવે છે. પેલો તમે તેને ખેડતો જુઓ છો. સૂર્યોદય થયો ત્યારથી અમે સખત મજુરી પર છીએ. હું તેની સાથે સાથે કામ કરૂં છું અને કહું છું 'આ કર' 'પેલું કર'. જ્યાં સુધી હું ખેતર છોડું નહિ ત્યાં સુધી એ કદી ખેતર છોડતો નથી. અમે આખો દિવસ સખત કામ કરીએ છીએ. એક ફક્ત રાતે ઘેર આવીએ છીએ. આ કારણ છે કે મને નફો મળે છે, અને તમને મળતો નથી.

## Grammar.

Number and gender of personal pronoun= પુરૂષવાચક સર્વનામની સંખ્યા અને જાતિ.

Prospered ( પ્રોસપર્ડ )= ધનવાન થયો, સારી સ્થિતિમાં આવ્યો.

---

## 25 Androcles And The Lion=

## ૨૫. એન્ડ્રોકલીસ અને સિંહ.

In the old days=જુના જમાનામાં.

Might ( માઇટ )=બળ.

Might was right=બળીઆના એ ભાગ હતા.

Right ( રાઇટ )=હક્ક.

Cruel ( ક્રુઅલ )=ઘાતકી.

Many a man=ઘણાંએ માણસો.

Wealthy ( વેલ્થિ )=પૈસાદાર, ધનવાન.

Slave=(સ્લેવ) ગુલામ.

Made a slave of his poorer brothers= પોતાના ગરીબ ભાઇને ગુલામ બનાવતા હતા.

Sad (સેડ ) દયાજનક, દીલગીરી ભરેલી.

He had neither home nor friend=તેને ઘર કે મિત્ર કંઇ હતું નહિ.

Suffering (સફરિંગ)=દુઃખ

Come to an end=અંત આવતો.

Closed (કલોઝડ) બંધ થતી.

Wretched (રેચેડ)=ભાગ્યહીન

Androcles (એન્ડ્રોકલીસ)= માણસનું નામ.

Master (માસ્ટર )=શેઠ, ધણી.

Whom nothing that he did could please= તેને તે જે કંઇ કરે તે ખુશ કરી શકતું નહિ.

Was beaten ( વૅાઝ બીટન ) =માર મારવામાં આવતો હતો.

**To make him work faster**=તેને વધારે ઝડપથી કામ કરાવવાને.
**Quite tired of life**=જીવનથી તદ્દન કંટાળીને.
**Hid** ( હિડ )=સંતાઇ ગયો.
**Deeper and deeper**= વધારેને વધારે ઉંડાણમાં.
**Shade** ( શેઇડ )=છાંયો.
**Fled** ( ફ્લેડ )=ભાગી ગયો.
**Followmen** ( ફેલોમેન )= સાથીઓ, જાતભાઇઓ.
**Thicket** ( થિકેટ )=જંગલની ઝાડી.
**Glade** ( ગ્લેઇડ )=વન માર્ગ, જંગલનો રસ્તો.
**Den** ( ડેન )=બોડ.
**Footsore** ( ફૂટસોર )=સુજી ગએલા પગ.
**Faint** ( ફેઇન્ટ )=બેભાન અવસ્થા.
**Cave** ( કેઇવ )=ગુફા.
**Tired out** ( ટાયર્ડ આઉટ )= થાકી ગએલો.
**Fell to the ground**= જમીન ઉપર પડી ગયો.

**He might sleep for ever**=સદાને માટે ઉંઘે.
**Hark** ( હાર્ક ) સાંભળો.
**A cry of pain**=પીડાનો અવાજ.
**Inside the cave**=ગુફાની અંદરની બાજુમાં
**Somebody** (સમબડિ)=કોઇક
**Suffering** ( સફરિંગ )= દુઃખીત, દુઃખી.
**Dying** ( ડાયિંગ )=મરતો.
**Pain** ( પેઇન )=પીડા, દરદ.
**Misery** ( મિઝરિ )=દુઃખ.
**Dim** ( ડિમ ) ઝાંખું.
**Whining** ( ઉવિનિંગ )=રડતો અવાજ, શોક કરતો અવાજ.
**Whimpering** (ઉવિમ્પરિંગ) =ડસકાં ખાઇને રડતું.
**Moaning** ( મોનિંગ )=વિલાપ કરતો.
**It seemed to rise out of the ground**=જાણે જમીનમાંથી આવતો હોય તેમ લાગતું હતું.
**Right on and on**=સીધો ને સીધો.

**Started back** ( સ્ટાર્ટેડ બૅક )=પાછો પડયો.
**Surprise** ( સરપ્રાઇઝ )= આશ્ચર્ય.
**Wild Surprise**=વિકલ ગભરાટમાં.
**Darkness** ( ડાર્કનેસ )= અંધારૂં.
**Gleamed** ( ગ્લીમ્ડ ) દેખાઇ, પ્રકાશી.
**Ray** ( રે )=કિરણ.
**Snone in** ( શૉન ઇન )=અંદર પ્રકાશ્યું.
**Moonliglt** ( મુનલાઇટ )= ચાંદની.
**Stumbled**( સ્ટમ્બલ્ડ )=ગોથું ખાધું.
**Nigh** ( નાઇ )=પાસે.
**Death seemed nigh**= મરણ પાસે દેખાયું.
**Picked himselt** = ઉભો થઇ ગયો.
**Pitious** ( પીટીઅસ )=દયા ભરેલો.
**Moan** ( મોન =વિલાપ
**Forest king** (ફોરેસ્ટ કિંગ) સિંહ, વનરાજ.
**Clearly** ( ક્લીઅરલિ )= ચોકખી રીતે.
**Wounded** ( વુન્ડેડ )= ઘવાએલો.
**Sharp and cruel thorn** =તિક્ષ્ણ અને ક્રૂર કાંટો.
**Had worked its way**= તેનો રસ્તો કરી લીધો હતો.
**'Twas swolen and torn** ( ટવૉઝ સ્વૉલ્ન એન્ડ ટૉર્ન )= તે ફુલી ગયો હતો અને ભાગી ગયો હતો.
**Torn** ( ટૉર્ન )=ફાટી જવું.
**To look with careful search**=સંભાળપૂર્વક શોધવી, તપાસ કરવી.
**Drew it out** ( ડ્રયુ ઇટ આઉટ )=બહાર ખેંચી કાઢયો.
**Bound** ( બાઉન્ડ )=બાંધ્યો.
**With leaves**=પાંદડાંથી.
**Grateful** (ગ્રેટફુલ)=આભારી.
**Licked** ( લિક્ડ )=ચાટયા.
**Rubbed** ( રબ્ડ )=ઘસ્યા. મસળ્યા.
**Cheek** ( ચીક )=ગાલ.
**Sheltered** ( શેલ્ટર્ડ )=શરણે રહ્યા, ઓઠ લીધી.
**Meat** ( મીટ )=માંસ.

## Part II=
## ભાગ બીજો.

At last (એટ લાસ્ટ)=આખરે.
Fortune ( ફૉરચ્યુન )=નસીબ, ભાગ્ય.
Forsook ( ફરસુક )=છોડી ગયું, નષ્ટ ગયું.
Slave hunters (સ્લેવ હંટર્સ) =ગુલામોના શિકારીઓ.
Runaway ( રનઅવે )=નાસી ગએલો.
Chains ( ચેઇન્સ )=બેડીઓ, સાંકળો.
In chains they bring in=સાંકળો ચઢાવીને તે લઈ ગયા.
He must die=તેણે મરવું જ જોઇએ.
Sin ( સિન ) પાપ.
A most wicked sin=દુષ્ટમાં દુષ્ટ પાપ, અપરાધ.
Cast down ( કાસ્ટ ડાઉન ) ફેંકજે.
Feast ( ફીસ્ટ )=મીજબાની
Day was fixed=દિવસ નક્કી કરવામાં આવ્યો.
Court ( કોર્ટ )=દરબાર.
Sport ( સ્પૉર્ટ )=રમત.
It would be very fine sport=ઘણી મઝાની રમત થશે.
Condemned ( કનડેમ્ડ )= શિક્ષા પામેલો, અપરાધી ઠરાવેલો.
Condemned for death= મૃત્યુની શિક્ષા પામેલો.
Sanded ( સૅન્ડેડ )=રેતાળી. રેતવાળી.
Floor ( ફ્લોર )=જમીન, ફરસબંધી.
Awful ( ઑફુલ )=ભયાનક, અંગનવી નાખે તેવો.
Roar ( રોર )=ગર્જના.
Made the boldest hold his breath=શૂરવીરમાં શૂરવીરનો શ્વાસોશ્વાસ સ્તંભિત કરી દે તેવી ગર્જના કરી.
For a time=જરાવાર.
Gates ( ગેઇટ્સ )=દરવાજા, ઝાંપા.

Divide (ડિવાઇડ)=જુદા પડે છે.

Spring (સ્પ્રિંગ)=કુદકો.

Rush (રશ)=ધસારાબંધ.

Mouth open wide=ખુલ્લું પહોળું મોં.

Wide (વાઇડ)=પહોળું.

Bounds (બાઉન્ડઝ)=કુદતો આવે છે.

Lonely (લોનલિ)=એકલો.

Gaze (ગેઇઝ)=તાકી રહે છે.

In wonder=આશ્ચર્યમાં.

Thunder (થન્ડર)=મેઘ ગર્જના, વજ્રના જેવો અવાજ

The lion has become a lamb=સિંહ ઘેટું બની ગયો છે.

Low (લો)=નીચે.

Softly (સોફ્ટલિ) ધીરે ધ

Purrs (પર્સ)=બિલાડી
થાય છે, ત્યારે જેવો અવ
કાઢે છે તેવો અવાજ કાઢે

Half closed eyes=અ
મીંચેલી આંખોએ.

Saluted (સેલ્યુટેડ)=સલ
કરી.

This is my first a
only friend=આ મ
પ્રથમ ને ફક્ત એક
મિત્ર છે.

Only with life sh
our friendship en
જીવન સાથે અમારી મિ
ત્રાચારીનો અંત આવશે.

For ever are free=હંમે
માટે છુટા છો, સદાકા
સ્વતંત્ર છે.

## ભાગ ૧ લો.

૧ જુના જમાનામાં જ્યારે બળીઆના બે ભાગ હતા, માણ
એક બીજા પ્રત્યે ઘાતકી હતા, અને ઘણાએ માણસો જે પૈસાદ
હતા ત્યારે તેઓ પોતાના કરતાં ગરીબ ભાઇને ગુલામ બનાવતા હત
ગુલામનું જીવન દુઃખદાયક હતું, તેમને ઘર કે મિત્ર હતાં નહિ; અ

જ્યારે તેમનાં જીવન અને તેમનાં દુઃખોનો અંત આવતો અને તેમની આંખો હંમેશને માટે બંધ થતી ત્યારે ઘણાએ ગુલામો ફક્ત ઘણાજ ખુશ થતા.

૨. ઍન્ડ્રોક્લીસ નામના એક નસીબ ફુટેલા ગુલામને એક ઘણો જ ઘાતકી શેઠ હતો. જેને તે કદી જે કોઈ કામ કરીને ખુશ કરી શકતો નહિ. ઝડપથી કામ કરાવવા માટે તેને માર મારવામાં આવતો હતો, તે કામ કરતો જ કરતો. અને આખરે એક દિવસ તદ્દન જીવનથી કંટાળીને તે દૂર ભાગી ગયો અને જંગલોનાં ઝાડોમાં સંતાઈ ગયો.

૩. તેના જાતિ ભાઈથી દૂર ઉંડે ને ઉંડે છાયામાં તે ઘણીએ જંગલી ઝાડીઓ પાર જંગલના રસ્તાઓને વટાવીને, ઘણીય જંગલી જનાવરોની બોડો પાસેથી, નાસવા લાગ્યો. પગ સુઝી ગએલા ને બેભાન અવસ્થામાં તેને એક ગુફા જડી આવી જેમાં થાકી જવાથી તે જમીન ઉપર ગબડી પડ્યો અને સદાને માટે ઉંઘવાની ઈચ્છા કરી.

૪. સાંભળો ! તે શું સાંભળે છે ? એક દરદનો અવાજ ! તે બેસે છે અને સાંભળે છે—તે બીજી વખત સાંભળે છે ! તે ક્યાંથી આવે છે ? આ બિચારા ગુલામે ધાર્યું "ગુફાની અંદર કોઈ પાડાનું હશે; મારાથી બને તો મદદ કરું, ગમે તે હોય; કદાચ કોઈ મારા જેવો બિચારો ગુલામ દરદ અને દુઃખથી મરતો હોય."

૫. ગુફા ઉંડી હતી, અજવાળું ઝાંખું હતું, તેની પાસે જે અવાજ આવ્યો તે શું હતો ? રડતો, કકળતો, વિલાપ કરતો અવાજ, જાણે જમીનમાંથી ન ઉત્પન્ન થતો હોય તેમ લાગ્યું ! તે સીધોને સીધો ગુફામાં ચાલ્યો ગયો. તે બહાદુર ને માયાળુ હૃદયનો ગુલામ પણ વિકળ ગભરાટથી પાછો પડ્યો. અને અંધારામાં બે આંખો પ્રકાશવા લાગી. જેવો તે ઉભો રહ્યો કે તરત જ ચાંદનીનું એક કિરણ અંદર પ્રકાશ્યું; તેણે જોયું કે રસ્તામાં એક સિંહ પડેલો છે. તે કોડવા

પાછો ફર્યો, ગોથું ખાધું અને ગબડી પડ્યો, અને મરણ નજીક લાગ્યું, પોતાની મેળે ઉભો થયો, ફરીથી દયામય દુઃખનો ધીમો વિલાપ સાંભળ્યો.

૬. વનરાજને તેણે ચોકખી રીતે જોયો, તેણે એક ઘાયલ પંજો પકડી રાખ્યો હતો, તેની અંદર એક તીક્ષ્ણ અને ઘાતકી કાંટાએ પોતાનો રસ્તો મોકળો કર્યો હતો. તે ફુગી ગયો હતો અને ભાગી ગયો હતો. તેણે પોતાના હાથમાં પંજો લીધો અને અજવાળામાં તેને તપાસવા ધર્યો. સંભાળપૂર્વક શોધ પછી કાંટો જડયો ને તેણે તેને બહાર ખેંચી કહાડયો, ને જ્યારે પગને ચોકખો કરી મોઈ નાંખ્યો ત્યારે તેણે પાંદડાથી તેને પાટો બાંધ્યો.

૭. ઉપકારી સિંહ બોલી શકયો નહિ પણ તેના હાથ ચાટવા લાગ્યો અને તેના ગાલ ઘસ્યા. એવી રીતે તેઓ સાથે વરસાદ, પવન અને હવામાંથી રક્ષણ કરવા ગુફામાં રહેવા લાગ્યા. હંમેશાં સિંહ થોડુંક માંસ લાવતો અને માણસને ખાવા આપતો.

## ભાગ ૨ જો.

૧. આખરે તેમનું ભલું નસીબ તેમને લઇ ગયું. ગુલામના શિકારીઓ આવ્યા અને તેમને લઇ ગયા. નાસી ગએલા ગુલામને તેઓએ ( દરબારમાં ) આણ્યો અને બધા ન્યાયાધિશોએ કહ્યું “ તેણે મરવું જ જોઇએ ! તે તેના શેઠ પાસેથી ભાગી ગયો. ઘણું જ દુષ્ટ પાપ !” પણ કોઇએ શું કારણ છે તે પૂછ્યું નહિ !

૨. તેમાંના એકે કહ્યું, “ ઉમદા પ્રાણીને થોડા દિવસ ખોરાક સિવાય રહેવા દો, પછી મીજબાની માટે ગુલામને તેની આગળ ફેંકી દેજો. ” બધા બોલી ઉઠયા “ તે સારૂં છે ! ”

૩. એટલે દિવસ નક્કી કરવામાં આવ્યો અને રાજાને કહેવામાં આવ્યું. તે તેના બધા દરબાર સાથે આવ્યો. શૂરવીર સિંહથી માણસ કેમ મરાય છે તે જોવાને. તેમણે ધાર્યું કે તે સુંદર રમત થશે.

૪. મરણશિક્ષા પામેલો માણસ ત્યાં રેતીની ફરસબંધી ઉપર એકલો ઉભો. પછી એક બંધ બારણા પાછળથી ભયંકર ગર્જના આવી અને ભલભલાને શ્વાસ લેતા બંધ કર્યા, જરાવારમાં—વજનદાર દરવાજા છૂટા પડે છે, કુદકાબંધ ઘસારા સાથે મોં પહોળું ખુલ્લું રાખી ભૂખ્યો સિંહ જ્યાં ફરસબંધી ઉપર એકલો માણસ ઉભો હતો તે બાજુ કુદતો ગયો.

૫. પણ જુઓ ! અરે જુઓ ! બધા આશ્ચર્યથી તાકી રહે છે. વધારે વાર વજ્ર જેવી ગર્જના સંભળાતી નથી; સિંહ બકરૂં બની ગયો હતો. તે માણસને પગે નીચે પડયો છે અને ધીમેથી ખુશીનો અવાજ અર્ધ મીંચાએલી આંખે કાઢે છે; અને માણસે એક હાથ સિંહના માથા ઉપર રાખી રાજાને અને બીજાઓને સલામ કરી કહ્યું, “ આ મારો ફક્ત પહેલો મિત્ર છે અને ફક્ત જીવનથી જ અમારી મિત્રાચારીનો અંત આવશે. ” જ્યારે રાજાએ વાત સાંભળી ત્યારે એકદમ તેણે કહ્યું; “ ઍન્ડ્રોક્લીસ અને તેનો સિંહ સદાને માટે સ્વતંત્ર છે. ”

---

## Grammar.

Cases (કેસીઝ)=વિભક્તિઓ.

Cases of pronouns=સર્વનામની વિભક્તિઓ.

Third personal pronoun= ત્રીજો પુરૂષ એક વચન.

Not in the same form= એક રૂપમાં નહિ.

Nominative case (નૉમિનેટિવ)=પ્રથમા વિભક્તિ. કર્તા વિભક્તિ.

Objective case (ઑબ્જેક્ટિવ)=કર્મ વિભક્તિ.

Possessive case (પઝેસિવ)= સંબોધ વિભક્તિ.

Possession (પઝેસન)=સંબંધ.

Habits (હૅબિટસ)=ટેવો.

## 26 The Monkey And The Wedge=

## વાંદરૂં અને ફાચર.

Monkey (મન્કિ)=વાંદરૂં.
Wedge (વેર્જ)=ફાંસ, ફાચર, છીણી.
In the country of Bihar=બિહાર દેશમાં.
An empty piece (એન એમ્પટિ પીસ)=ખાલી તુકડો.
Pious (પાયસ)=પવિત્ર.
Merchant=(મરચન્ટ) વહેપારી
Build (બિલ્ડ)=બાંધવું.
Temple (ટેમ્પલ)=દેવળ.
There can be no better way=આથી વધારે સારો રસ્તો હોઇ શકે નહિં.
Of spending (ઑફ સ્પેન્ડિંગ)=ખરચવાનો.
Long ago (લૉન્ગ એગો)=ઘણા વખત પહેલાં.
What to do with my wealth=મારા ધનનું શું કરવું.
Masons (મૅસન્સ)=કડીઆ.
Stone-cutters (સ્ટૉન કટર્સ)=સલાટ.
Carpenters (કારપેન્ટર્સ)=સુથાર
At work=કામે લાગેલા.
Workmen (વર્કમેન) કારીગરો.
As usual (એઝ યુઝવલ)=હંમેશ માફક.
Tools (ટુલ્સ)=ઑજારો.
A large log of wood=મોટું લાકડાનું ઢીમચું.
Sawing (સૉઇંગ)=વહેરતા.
Were sawing it up=તેને વહેરતા હતા.
Beams (બીમ્સ)=પાટડા.
Planks (પ્લેન્ક્સ) પાટીઆં.
Log (લૉગ)=લાકડાનું ઢીમચું.
Half sawn=અર્ધો વહેરેલો.
Opening=ચીરાડો, ફાટ.
Was fixed=ઠોકી હતી.
A little while=થોડી વાર પછી.
Herd (હર્ડ)=ટોળું.
What was being done=શું થતું હતું.
Axe (એક્સ)=કુહાડી.
Saw (સૉ)=કરવત.

**Felt it all over**=બધા ઉપર જોઇ વળ્યો.
**Examined** ( એક્ઝામિન્ડ )= તપાસ્યું, પરિક્ષા કરી.
**Chisel** (ચિઝલ)=વિંધણું.
**Very carefully**=ઘણા ધ્યાનથી.
**Smelt** (સ્મેલ્ટ)=સુંઘી જોયો.
**Hammer** (હૅમર)=હથોડો.
**Could not make out**= કળી શક્યો નહિ.
**Felt it with his fingers**= આંગળીઓ લગાડી જોઈ.
**Chattered away** ( ચૅટર્ડ અવે ) અવાજ કર્યો. ( વાંદરાના જેવો ).
**Language** (લેન્ગ્વેજ)=ભાષા.
**Monkey-language**=વાંદરીઆ ભાષા.
**No doubt**=બેલાશક, બેશક.
**Exclaimed** ( એક્સક્લેઇમ્ડ)= ઉદ્‌ગારથી બુમ મારી.
**Pull it out**=બહાર ખેંચી કહાડો.
**Leader** (લીડર)=નાયક, આગેવાન.
**Would not come out**= બહાર આવી નહિ.
**Hind** (હાઇન્ડ)=પાછલા.
**Cleft** (ક્લેફ્ટ)=ફાટ.
**Tugged** (ટગ્ડ)=ખેંચ્યું.
**Out came the wedge**= એકદમ ફાચર નીકળી આવી.
**The opening closed** = ચીરાડો વસાઈ ગયો.
**Jammed** (જેમ્ડ)=ભિડાવી દીધો, દાબી દીધો.
**Were crushed** (ઉવેર ક્રશ્ડ)= ચગદાઈ ગયાં.
**Curious** (ક્યુરીઅસ)=કુતૂહલી, જીજ્ઞાસુ.
**Of being too curious**= જોઇએ તે કરતાં વધારે જીજ્ઞાસુ થવાથી.
**The monkey ought to have kept to his trees**=વાંદરાને તેના ઝાડ ઉપર રહેવું જોઇતું હતું.
**To pry** (ટુ પ્રાય)=માથું મારવું.
**To pry into matters**= બાબતમાં માથું મારવું.
**He had nothing to do**= જેની સાથે કંઇ સંબંધ નથી.

૧. બિહાર દેશમાં એક ખાલી જમીનનો તુકડો પડયો હતો. તે બે ગામડાં વચ્ચે હતો. એક પવિત્ર વહેપારીએ વિચાર્યું કે તે ત્યાં એક મંદિર બંધાવે. તેણે પોતાની મેળે કહ્યું "મારા પૈસા આના કરતાં કોઈ વધારે સારે રસ્તે ખર્ચવાના હોઈ શકે નહિ. મારે છોકરાં નથી અને પત્ની ઘણા વખત પહેલાં મરી ગઇ છે. મને સમજ પડતી નથી કે મારા ધનનું મારે શું કરવું. હું એક દેવાલય બંધાવીશ."

૨. એટલે વેપારીએ જેમ કહ્યું હતું તેમ કર્યું. ત્યાં ઘણા કડીઆ, સલાટો અને સુથારો આખો દિવસ કામ કરતા હતા. બપોરે કામ કરવાનું બંધ કરતા અને જમવા જતા. કેટલાક આ ગામમાં જતા તો બીજા બીજા ગામમાં જતા.

૩. એક દિવસ બધા કારીગરો રાબેતા મુજબ તેમનું ભોજન લેવા ચાલ્યા ગયા હતા. તેમણે તેમનાં ઓજારો રખડતાં મુકયાં હતાં. સુથારોએ એક મોટું લાકડાનું ઢીમચું જમીન ઉપર રહેવા દીધું હતું. તેઓ તેને વહેરીને પાટડા ને પાટીઆં બનાવતા હતા. લાકડાનો તુકડો અર્ધો વહેરેલો હતો અને ચીરાડામાં એક ફાચર તેને ઉઘાડા રાખવા ઠોકી હતી.

૪. કારીગરોએ જગ્યા છોડયા પછી થોડી વારે, નજીકનાં ઝાડોમાં રહેતું એક વાંદરાંનું ટોળું ત્યાં શું થાય છે તે જોવાને આવ્યું. એક વાંદરાએ એક કુહાડી ઉપાડી ને તેને જોવા લાગ્યું. બીજાએ કરવત લીધો અને આખા ઉપર ચડી વળ્યું. ત્રીજાએ એક વિંધણાને ઘણી કાળજીથી તપાસી જોયું. ચોથા એકે એક હથોડાને જો તે ખાવાને ઠીક હોય તે જોવાને સૂંઘવા લાગ્યું.

૫. ટોળામાંનું મોટું વાંદરૂં લાકડા ઉપર કુદી આવ્યું અને ફાચર તરફ જોવા લાગ્યું. તે શા માટે છે અને કેમ તેને અહીંઆં ઠોકવામાં આવી છે તે, તે કળી શકયો નહિ. તે તેને અડયો અને આંગળીઓથી

પંપાળી જોયું અને બીજાં વાંદરોને કહ્યું. તેણે તેમને તેમની વાંદરીઆ ભાષામાં તેણે તે વિષે જે ધાર્યું તે કહ્યું. તેણે બુમ પાડી કહ્યું "બેશક આ કંઇક ઘણું નવાઇનું છે. બીજી બધી વસ્તુઓ જમીન ઉપર આમ તેમ રખડતી મૂકી છે. અને આને અહીંયાં આટલી કાળજીપૂર્વક મૂક્યું છે. કારણ કે આપણને તે મળી શકે નહિ." બીજાં વાંદરાંએ બુમ મારી, "બહાર ખેંચી કહાડો, બહાર ખેંચી કહાડો, ચાલો આપણે બધા તેને જોઇએ."

૬. પછી ટોળાના નાયક, કે જે બધા ટોળાનો ઉપરી હતો, તેણે પ્રયત્ન કર્યાંજ કર્યો, ખેંચ્યાજ કર્યું, છતાં ફાચર બહાર નીકળી નહિ. પછી તે તેના પાછલા પગે ફાટમાં ફાચર આગળ ઉભું રહ્યું, અને તેના બધા જોરથી તેને ખેંચી. ફાચર એકદમ બહાર આવી પણ ચીરાડો બંધ થયો અને વાંદરાને સખત ભીડાવી દીધું. તેના પગ અને તેની પુંછડી કચડાઇ ગયાં અને બિચારૂં વાંદરૂં તરત મરી ગયું.

૭ સુથારોએ જેવા વાંદરાના મરેલા શરીર તરફ જોયું તેવા તે બોલ્યાઃ "હદ ઉપરાંતની કુતૂહલતાને લીધે આ પરિણામ આવ્યું છે. વાંદરાને તેના ઝાડ ઉપર અને તેના ફળ ઉપર રહેવું જોઇતું હતું, અને જે બાબતો સાથે સંબંધ નથી તેમાં તેને માથું મારવું જોઇએ નહિ."

---

## Grammar.

**Cases of nouns**=નામની વિભક્તિઓ.

**Possession** (પઝેસન)=માલીક હોવું તે. તાબામાં હોવું તે.

**Joins** (જૉઇન્સ)=જોડે છે.

**Govern** (ગવર્ન) રાજ્ય કરવું.

**Uulike**=(અનલાઇક)=જેવું નહિ તે. વિરૂદ્ધ.

---

## 27 Washington the Boy=
## વૉશિંગ્ટન નામનો છોકરો.

**George Washington** (જ્યોર્જ વૉશિંગ્ટન)=માણસનું નામ.
**Axe** (એક્સ)=કુહાડી.
**Birthday** (બર્થડે)=જન્મ દિવસે.
**Very pleased**=ઘણો ખુશ.
**Could think of nothing else**=બીજા કશાનો વિચાર આવ્યો નહિ.
**Sharp edge**=તિક્ષ્ણ ધાર
**Seemed** (સીમ્ડ)=લાગી.
**Handle** (હૅન્ડલ)=હાથો.
**To chop** (ટુ ચૉપ)=કાપવું.
**Had chopped off**=કાપી નાખ્યું.
**Bark** (બાર્ક)=છાલ.
**All round**=બધેથી
**Was killing**=મારી નાખતો હતો.
**Had his dinner**=પોતાનું ભોજન લીધું.
**With the bark all chopped off**=બધી છાલ કાપી નાંખેલી.
**Lying** (લાઇંગ)=પડેલું
**He called out loudly**=તેણે મોટેથી બુમો પાડવા માંડી.
**Had followed** (હૅડ ફૉલોડ)=પાછળ ગયો હતો.
**Stood by trembling**=ધ્રુજતો પાસે ઉભો હતો.
**I cannot tell a lie**=હું જુઠું કહી શકીશ નહિ.
**Did he punish** (ડીડ હી પનિશ)=શું તેણે શિક્ષા કરી ?
**Punish** (પનિશ)=શિક્ષા કરવી.
**He took him to his arm**=તેણે તેને પોતાના હાથમાં લીધો.
**Kissed** (કીસ્ડ)=ચુંબન કર્યું.
**I would rather lose**=મને જતા કરવાં ગમશે.
**Than hear my son tell a lie**=મારો છોકરો જુઠું બોલે તે સાંભળવા કરતાં
**Grew up** (ગ્રૂ અપ)=મોટો થયો.
**To be a brave and noble man**=બહાદુર અને ઉમદા

માણસ થવાનું.
**Trusted** (ટ્રસ્ટેડ)= વિશ્વાસ રાખતા.
**General** (જનરલ)=સરદાર
**Greatest** (ગ્રેટેસ્ટ)=મોટામાં મોટો
**America**(અમેરિકા)=અમેરિકા દેશ.
**First in war**=લડાઇમાં પ્રથમ
**First in peace**=સુલેહમાં પ્રથમ
**Heart** (હાર્ટ)=હૃદય.
**Countrymen** (કન્ટ્રિમેન) = દેશજનો.

૧ એક વખત એક છ વરસનો નાનો છોકરો હતો, જેનું નામ જ્યોર્જ વૉશિંગ્ટન હતું. તેના બાપે તેના જન્મ દિવસે તેને એક નાની કુહાડી આપી. જ્યોર્જની પાસે પહેલાં કદી કુહાડી હતી નહિ તેથી તે આથી ઘણો રાજી થયો. જ્યારે તે તે દિવસે નિશાળે ગયો ત્યારે તે નવી કુહાડી સિવાય બીજા કશાનો વિચાર કરી પણ શકયો નહિ.

૨. જેવી નિશાળ બંધ થઇ કે તરતજ તે ઝડપથી ઘેર દોડયો અને નવી કુહાડી જોવાને લીધી. તે કેવી ચકચક થતી હતી ! કેવી તિક્ષ્ણ ધાર દેખાતી હતી ! તેને કેવો સુંદર લાકડાનો હાથો છે ! તેણે પોતાની મેળે કહ્યું " આ કુહાડી ગમે તેને કાપી નાંખશે. મારે કશા ઉપર તેને અજમાવવી જોઇએ. "

૩. પછી નાનો છોકરો બાગમાં દોડી ગયો. ત્યાં તેણે એક કુમળું ઝાડ જોયું અને પોતાની કુહાડીથી તેને કાપવું શરૂ કર્યું, થોડી વારમાં પહોંચાય ત્યાં સુધીની તેણે બધી ફરતી છાલ કાપી નાંખી. એમ વિચાર્યા વગર તે ઝાડને મારી નાંખતો હતો. પછી તે પોતાના ઘરમાં ગયો અને પોતાનું ભોજન લીધું.

૪ ભોજન પછી તેનો બાપ બાગમાં ગયો; અને ત્યાં તેણે ઝાડને બધી છાલ કાપી નાખેલું અને જમીન ઉપર પડેલું જોયું. તે ઘણો ગુસ્સે ભરાયો. તેણે મોટેથી બૂમો પાડવા માંડી " આમ કોણે કર્યું છે " ?

૫ તેનો નાનો છોકરો જે તેની પાછળ બાગમાં ગયો હતો તે ધ્રુજતો પાસે ઉભો હતો. તેના બાપે તેને જોયો અને કહ્યું, " તું જાણે છે કે આ કોણે કર્યું ? " છોકરાએ એકદમ કહ્યું " બાપા, હું જુઠું બોલી શકીશ નહિ. મેં ઝાડને મારી કુહાડીથી કાપી નાંખ્યો છે. "

૬. તમે શું ધારો છો કે તેના બાપે શું કર્યું ? તેણે તેના નાના છોકરાને શિક્ષા કરી ? ના, તેણે તેને બાથમાં લીધો ને ચુંબન કર્યું. તેણે કહ્યું " હું ખુશ થયો છું કે તેં સાચું કહ્યું, મારા દીકરા. મારા છોકરાને હું જુઠું બોલતાં સાંભળું તેના કરતાં મારી વાડીનાં બધાં ઝાડ ગુમાવું એ મને ગમશે ! "

૭. જ્યોર્જ બહાદુર ને ઉમદા માણસ બની મોટો થયો. બધા માણસો તેનો વિશ્વાસ કરતા. તે લશ્કરનો સરદાર થયો અને પોતાના દેશ અમેરિકામાં સૌથી મોટો માણસ થયો હતો. એના વિષે એમ કહેવામાં આવે છે કે તે લડાઇમાં પ્રથમ હતો, સુલેહમાં પ્રથમ હતો, અને તેના દેશભાઇઓના હૃદયમાં પ્રથમ સ્થાન તેને હતું.

---

## Grammar.

The possession case of nouns=નામની છઠ્ઠી વિભક્તિ.
Are spelt (આર સ્પેલ્ટ)=જોડણી થાય છે.
An apostro phe (ઍન ઍ-પોસ્ટ્રોફિ) વિસર્ગ. અંગ્રેજીમાં છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે અલ્પ વિરામના જેવો વિસર્ગ શબ્દને છેડે મૂકી પછી એસ પ્રત્યય લગાડવામાં આવે છે તે.

---

## 28 Trying to please Everybody=

## દરેક જણને રાજી રાખવા કરેલી કોશીશ.

Trying to please=રાજી રાખવા કરેલી કોશિશ.
Fair (ફેર)=મેળો.
Donkey (ડૉન્કિ) ગધેડું.
Hoped (હોપ્ડ)=આશા રાખી.
They started=તેઓ નીકળ્યા.
Crowd (ક્રાઉડ)=માણસોનું ટોળું.
Laughing (લાફિંગ)=હસતાં.
To walk by the side=ની બાજુએ ચાલવું.
He might so easily ride=ઘણી સહેલાઇથી તે સ્વાર થઇ શકે.
Perhaps they are right=કદાચ તેઓ ખરા હોય.
Be sure (બી સ્યોર)=ખાત્રી રાખજો.
Tight (ટાઇટ)=અક્કડ, મજબુત.
Be sure you hold tight=ખાત્રી રાખજે કે તું મજબુત પકડી રાખે છે.
Happens (હૅપન્સ)=બને છે.
What happens to day=આજે શું બને છે?
Are having it all in their own way=તેમની મરજી પ્રમાણે કર્યા જાય છે.
Group (ગ્રુપ)=ટોળું.
They passed them=તેમને તેઓ પસાર કરી ગયા.
The old now walk=ઘરડાઓ હાલ ચાલે છે.
The young may ride=જુવાનીઆ સ્વાર થાય.
Get off=નીચે ઉતર.
Really=ખરેખર.
Can't bear (કાન્ટ બેર)=સહન કરી શકતો નથી.
Changed places=બદલેલી જગ્યાઓ.
Cheerfully (ચીઅરફુલિ)=આનંદથી, ઉત્સાહથી.
As they got=પહોંચતાંને વાર.
City (સિટિ)=શહેર.
Shakes (શેઇક્સ)=હલાવે છે.
Pity (પિટિ)=દયા.
Lazy (લૅઝિ)=આળસુ, સુસ્ત.

**Toiling** (ટૉઇલિંગ)=મહેનત કરી ચાલતો.

**Toiling on at your side**= તારી બાજુએ મહેનત કરી ચાલતો.

**Get up behind**=પાછળ ચઢી જા.

**Passers** (પાસર્સ)=જનારા.

**If this will please passers by**=જો પાસે થઇ જનારાઓને આ ખુશ કરતું હોય તો.

**Now hoped to find quiet** =હવે આશા રાખી કે શાંતિ મળશે.

**Met** (મેટ)=મળ્યો.

**Frown** (ફ્રાઉન)=ભુરકીસું, ભુરકીયું કરવું.

**Certainly** (સર્ટનલિ)=જરૂરથી, અલબત્ત.

**You could carry...carry you**=એ તમને ઉંચકી જાય તેના કરતાં તમે તેને ઉંચકી લ્યો એ વધારે સારૂં છે.

**Found** (ફાઉન્ડ)=મળ્યો. શોધી કહાડયો.

**Pole** (પોલ)=વાંસડો.

**Bend** (બેન્ડ)=વળવું, વાળવું.

**Would not bend**=વળે નહિ.

**They tie quite tight**= તેઓ તદ્દન સખ્ત બાંધે છે.

**Lifts an end**=છેડાને ઉંચકે છે.

**Laughable sight**=હાસ્ય જનક દેખાવ.

**Bridge** (બ્રિજ)=પુલ.

**To a narrow way**=સાંકડે રસ્તે.

**The crowd was great**= ટોળું મોટું હતું.

**Scarcely** (સ્કૅર્સ્લિ) મહા મુસીબતે.

**Crawl** (ક્રાઉલ) ઘૂસવું.

**Oxen** (ઑક્સન)=બળદો.

**Pushed** (પુશ્ડ)=ધક્કો માર્યો.

**Sudden** (સડન)=ઓચિંતિ.

**Kick** (કિક)=લાત.

**Cords** (કૉર્ડ્ઝ)=દોરડાં.

**That bound him**=જે તેને બાંધતાં હતાં.

**Sank** (સૅન્ક)=ડુબી ગયું.

**Drowned** (ડ્રાઉન્ડ)=ડુબાડી દીધો.

**Sadly** (સૅડલિ)=દિલગીરીથી.

**These who...none**=જેઓ બધાને ખુશ કરવા પ્રયત્ન કરે છે તે કોઇને ખુશ કરી શકતો નથી.

**None** (નન)=કોઈ નહિ.

૧. એક વખત એક બાપ દિકરો મેળામાં ગયા. ત્યાં તેમણે એક ગધેડાને સાથે લીધું અને વેચવાની આશા રાખી. તેઓ નીકળ્યા કે તરત જ હસતી અને વાતો કરતી છોકરીઓના ટોળા પાસે આવ્યા. તેમણે મોટેથી બુમ પાડી કહ્યું કે છોકરો ગધેડાની બાજુએ ચાલે છે તે મૂર્ખો છે. તે સહેલાઇથી સ્વાર થાય તેમ છે.

૨. બાપે કહ્યું " મારા દિકરા, કદાચ તેઓ સાચી હશે. તું એની પીઠ ઉપર ચડી બેસ અને મજબુત પકડવાની ખાત્રી રાખજે. "

૩. " અરે જુઓ, પણે જુઓ ! આ દિવસોમાં શું બનવા બેઠું છે ! છોકરાં પોતાની મરજી પ્રમાણે વર્તે છે." એવામાં ઘરડા માણસોનું ટોળું તેમની પાસેથી પસાર થયું તે બોલી ઉઠયું. " ઘરડાઓ હવે ચાલે છે અને જુવાનો સ્વારી કરે છે ! "

૪. બાપે કહ્યું " મારા દિકરા, નીચે ઉતરી પડ અને ચાલ. તેમને એવી વાત કરતાં હું ખરેખર સહન કરી શકતો નથી." એટલે બાપ ને દિકરાને અદલોબદલો કરેલી જગ્યાએ આપણે જોઇએ છીએ અને છોકરો તદ્દન ખુશમીજાજથી આગળ ચાલે છે.

૫ તેઓ એક શહેર નજીક આવે છે. એવામાં એક માણસ બહાર આવે છે, તેમને જુએ છે અને તેનું ઘરડું માથું દયાથી હલાવે છે. " અરે તું સુસ્ત ઘરડા માણસ, તારો બિચારો નાનો છોકરો મહા-મહેનતે તારી બાજુએ ચાલતો હોય ત્યારે તું સ્વાર થાય એ સારૂં કહેવાય."

૬. " મારા દિકરા, ઉપર ચઢી બેસ, જો જનારાઓને આ પ્રમાણે ગમતું હોય તો આપણે કોશિશ કરીશું. " છોકરો ઉપર ચઢયો અને પાછળ બેઠો. અને બન્નેએ આશા રાખી કે હવે શાંતિ મળશે.

૭. શહેરની નજીક પહોંચતાં સુધી તેઓ આગળ ચાલ્યા. એક જુવાન ધુરકતો માણસ તેમને મળ્યો. " પેલું જેના ઉપર તમે સ્વાર થયા છો એ તમારૂં પ્રાણી છે ? " " બેશક હા, સાહેબ. અમે મેળામાં જઈએ છીએ. " આ માણસે કહ્યું. " મારે કહેવું જોઇએ અને હું જે કહું છું તે સાચું છે. એ તમને ઉંચકી જાય તેના કરતાં તમે તેને ઉંચકી જાવ તે વધારે સારૂં કહેવાય. "

૮. "વારૂં, વારૂં," ઘરડા માણસે કહ્યું " આપણે પ્રયત્ન તો કરીએ, મારા દીકરા, તું ને હું–ચાલો આપણે તેને ઉંચકી લઇએ."

૯. વળી ન જાય એવો એક લાંબો વાંસડો તેમણે શોધી કાઢયો. અને તદ્દન સજ્જડ ગધેડાના પગ તેમણે બાંધ્યા. દરેક એક એક છેડો ઉંચકી લે છે, અને ખરેખર એ એક હસવા લાયક દેખાવ બન્યો હતો દૃષ્ટિ બની હતી.

૧૦. એક પુલ ઉપરના સાંકડે રસ્તે તેઓ આવ્યા. માણસોનું ટોળું ઘણું મોટું હતું. તેઓ ભાગ્યે જ તેને ભેદી શકે તેમ હતા. તે દિવસે એક ગાડુ ને બળદીઆ પસાર થતા હતા. તેમણે બિચારા ગધેડાને ભીંત સામે અફાળ્યું. આચિંતી લાતે તેને બાંધેલો દોર તૂટી ગયો અને તે પાણીમાં ડુબી ગયું. એ ઘાતકી નદીએ તે કિનારે પહોંચે ત્યાર પહેલાં તેને લીધો ને ડુબાડી દીધો.

૧૧ અને ઘરડા માણસે દીલગીરીથી કહ્યું કે જેઓ બધાને ખુશી કરવાનો યત્ન કરે છે તેઓ કોઇને ખુશ કરી શકતા નથી.

---

## 29 The Washerman's Donkey.

## ૨૯ ધોબીનું ગધેડું.

Benares ( બનારસ )=કાશી, બનારસ.

Washerman ( વૉશરમેન )= ધોબી.

Earned (અર્નડ)=કમાતો હતો.

Living (લિવિંગ )=ગુજરાન.

Washing clothes=લુગડાં ધોઇને.

He used to tie=તે હંમે બાંધતો હતો.

Dirty ( ડર્ટિ )=મેલાં.

Bundle ( બન્ડલ )=ગાંસડી.

**Ass**=( ઍસ )=ગધેડો.
**Grazed** (ગ્રેઝ્ડ)=ચરતો હતો.
**Clean** ( ક્લીન )=ચોકખાં, ધોએલાં.
**And was tied up to a tree**=અને ઝાડે બાંધી મૂકતા હતા.
Yard ( યાર્ડ )=વાડો, વંડો.
Lest ( લેસ્ટ )=રખેને.
He should stray away= તે ભાગી જાય.
Night-time=રાતના વખતે.
Loose ( લૂઝ )=છૂટો.
It was his duty=એ તેની ફરજ હતી.
To watch ( વોચ )=તપાસ રાખવી.
Keep away thieves= ચોરોને દૂર રાખવા.
Tired out ( ટાયર્ડ આઉટ )= થાકી ગયો.
With the day's work= દિવસના કામથી.
Was sound asleep=ઘસ-ઘસાટ ઉંઘતો હતો.
Climbed over the wall= દીવાલ ઉપર ચઢી ઉતર્યો.
Which lay quiet in a corner=જે ખુણામાં શાંતિથી પડ્યો હતો.
But did not mind it= પણ દરકાર કરી નહિ.
Neither bark nor bite= ભસતા નથી કે કરડતા નથી.
Goods ( ગુડ્ઝ )=સામાન.
Called out to the dog= કુતરાને બોલાવ્યો.
Seize ( સીઝ )=પકડવું.
Robber ( રૉબર )=લૂંટારો.
At least bark=આખરે ભસ.
And rouse our master= અને આપણા ધણીને જગાડ.
Business ( બીઝનેસ )=પંચાત, કામ.
This is no business of yours=આ તારી પંચાત નથી; આ તારૂં કામ નથી.
Let me alone do=મને એકલાને કરવા દો.
Out master thinks he is quite safe=આપણો ધણી ધારે છે કે પોતે તદ્દન સહીસલામત છે.

**Indeed** (ઇનડીડ)=ખરેખર.

**When he has lost something**=જ્યારે તે કંઇ ગુમાવશે.

**To value** (ટુ વેલ્યુ)=કિંમત આંકવી.

**My services**(માય સરવિસીઝ) =મારી સેવાઓ.

**Properly** (પ્રૉપરલિ)=યોગ્ય રીતે.

**He *will feed me**=મને ખવરાવશે.

**Regularly** (રેગ્યુલરલિ)= નિયમિત રીતે.

**You wicked cur** (યુ વિકેડ કર)=દુષ્ટ હલકી જાતના તું કુતરા.

**Cur** (કર)=હલકી જાતનો કુતરો.

**To treat** (ટુ ટ્રીટ)=વર્તણુક ચલાવવી, ખાતર બરદાસ્ત કરવી.

**Is this the way to treat your master**=તારા ધણી સાથે વર્તવાનો શું આ રસ્તો છે ?

**Stupid** (સ્ટુપીડ)=અક્કલહિન, મૂર્ખ.

**Ass could bear it no longer**=ગધેડો વધારેવાર સહન કરી શક્યો નહિ.

**I at least**=હું કંઈ નહિ તો.

**Stand idly here**=આળસુ થઇને ઉભા રહેવું.

**See him robbed under my very eyes**=અને મારી આ આંખોથી તેને લૂંટાતો જોઇ શકતો નથી.

**Brayed** (બ્રેઇડ)=ભૂંક્યો.

**Noise** (નોઇઝ)=અવાજ.

**Started up** (સ્ટાર્ટેડ)=ઝબકીને જાગ્યો.

**He turned on the ass**= તે ગધેડા ભણી વળ્યો.

**Rage** (રેઇજ)=ક્રોધમાં.

**Beat him with a stick**= લાકડીથી માર માર્યો.

**For disturbing him** (ફૉર ડિસ્ટર્બિંગ હિમ)=તેને ખલેલ પહોંચાડવા માટે.

**Till he nearly died**=લગભગ તે મરતાં સુધી, તે મરણતોલ થતાં સુધી.

Observed ( ઓબ્ઝર્વ્ડ )=કહ્યું.

For meddling (ફોર મેડલિંગ) =માથું મારવા માટે.

Concern ( કન્સર્ન )=લાગતું વળગતું હોવું.

I meant well ( આઈ મેન્ટ વેલ )=મેં તો ઠીક કહ્યું હતું.

Future ( ફ્યુચર )=ભવિષ્ય.

I will mind my own business=હું મારૂં કામ કર્યા કરીશ.

૧ કાશીમાં એક ધોબી રહેતો હતો. તે પોતાનું ગુજરાન નદીમાં કપડાં ધોઇને કરતો હતો. તે આખો દિવસ સખત મહેનત કરતો હતો અને સાંજે ઘેર આવતો હતો. સવારમાં તે હંમેશાં મેલાં કપડાંને ગાંસડીમાં બાંધતો હતો અને ગધેડા ઉપર ગાંસડી ચઢાવતો હતો. નદી ઉપર ગધેડું ગાંસડીને ઉંચકી જતું હતું. જ્યારે તેનો શેઠ પોતાનું કામ કરતો હતો ત્યારે તે ખેતરોમાં આમતેમ ચર્યા કરતું હતું.

૨. સાંજે ગધેડું ચોકખાં કપડાંની ગાંસડી ધોબીને ઘેર પાછી ઉંચકી જતું હતું. રાતના વખતે રખેને તે ભાગી ન જાય માટે ઘરની પાછળ વાડામાં તેને ઝાડ સાથે બાંધી રાખવામાં આવતું હતું. વાડામાં એક કુતરો પણ હતો જેને છુટો મુકવામાં આવ્યો હતો. ચોરેને દૂર રાખવા અને ઘરની તપાસ કરવી એ તેની ફરજ હતી.

૩. એક દિવસ જ્યારે ધોબી દિવસના કામથી થાકી ગયો હતો, ને ઘસઘસાટ ઉંઘી ગયો હતો ત્યારે એક ચોર વાડાની દિવાલ ચઢી ઉતર્યો. તેણે કુતરાને જોયો નહિ જે ખુણામાં તદ્દન શાંત પડી રહ્યો હતો. તેણે ગધેડાને ઝાડે બાંધેલું જોયું, પણ દરકાર કરી નહિ, કારણ કે તે સારી રીતે જાણતો હતો કે ગધેડું ભસતું નથી કે કરડતું નથી. તે ઘરની અંદર પેઠો અને સામાનમાંથી કેટલોક ઉઠાવવાની શરૂઆત કરી.

૪. ચોર જે કરતો હતો તે ગધેડાએ જોયું અને કુતરાને બોલાવ્યો. તેણે કહ્યું " આ લુંટારાને કેમ તું પકડતો નથી અથવા કંઇ નહિ તો ભસ અને આપણા શેઠને જગાર. "

૫. કુતરાએ જવાબ આપ્યો, "મારા દોસ્ત, આ તારૂં કામ નથી. મને એકલાને મારૂં કામ કરવા દે. તારી ફરજ ગાંસડી ઉઠાવવાની છે. હું જાણું છું કે મારી ફરજ એ છે કે ઘરની ચોકી કરવી અને શેઠને જગાડવા. પણ પહેલાં કદી ઘરમાં ચોર પેઠો નથી એટલે આપણો શેઠ એમ ધારે છે કે પોતે સહીસલામત છે. એ ધારે છે કે હું કંઈ ઉપયોગનો નથી. મને ખાવાને તે ઘણુંજ થોડું આપે છે, અને ખરેખર આજે તો મને બીલકુલ ખાવાનું આપ્યું નથી. જ્યારે તે કંઇ ગુમાવશે ત્યારે મારી સેવાની યોગ્ય કદર કરતાં તે શીખશે, અને કદાચ ત્યારે મને નિયમિત ખોરાક આપશે."

૬. ગધેડે મોટે સાદે કહ્યું, "હે દુષ્ટ શ્વાન! શું તારા શેઠની તરફ વર્તવાની આ રીત છે?"

૭. કુતરાએ જવાબ આપ્યો, "હે મૂર્ખ ગધેડા! મારા શેઠને મારી તરફ વર્તવાની શું આ રીત છે?"

૮. પછી ગધેડું તે લાંબો વખત સાંખી શકયું નહિ. તેણે બુમ મારી, "હું કંઈ નહિ તો આપણા ધણીને જગાડવાનો પ્રયત્ન કરીશ. અહીંઆં હું આળસું થઇને ઉભું રહી શકીશ નહિ અને મારી આંખો નીચે તેને લૂંટાતો જોઈ શકતો નથી." આમ કહેતાં તેણે પોતાના બધા જોરથી ભુંકવા માંડયું.

૯. જ્યારે ચોરે અવાજ સાંભળ્યો ત્યારે નાસી ગયો અને દિવાલ ચઢી ઉતર્યો. ધોબી ઝબકયો અને બહાર દોડયો. પણ કોઇને જોયો નહિ. તે આવેશમાં ગધેડા ભણી ફર્યો, અને તેના હાથમાં જે લાકડી હતી તેનાથી તેને પોતાને ખલેલ પહોંચાડવા માટે લગભગ અધમુઆ થતાં સુધી માર માર્યો.

૧૦. જ્યારે તે પાછો ગયો ત્યારે કુતરાએ કહ્યું "જે વસ્તુઓ સાથે તારે લેવા દેવા નથી તેમાં માથું મારવાથી તને જે મળ્યું તે આ." દીલગીરીથી ગધેડાએ કહ્યું "હા, મારે કહેવાનું ખરૂં હતું પણ ભવિષ્યમાં મારા પોતાના કામની દરકાર રાખીશ."

---

## Grammar.

Tenses ( ટેન્સીઝ )=કાળ.
Tenses of verbs=ક્રિયાપદોના કાળ.
Present ( પ્રેઝન્ટ )=વર્તમાન.
Past ( પાસ્ટ )=ભૂત.
Future ( ફ્યુચર )-ભવિષ્ય.
Shopkeeper ( શૉપકીપર ) =દુકાનદાર.

## 30 The Lion's Share. = ૩૨. સિંહનો ભાગ.

Share ( શેર ) ભાગ.
Lion's share=સિંહનો ભાગ.
Fox ( ફૉક્સ ) લોકડી.
Jackal ( જેકૅાલ ) શિયાળ.
To hunt ( ટુ હન્ટ ) શિકાર કરવાને.
Started ( સ્ટાર્ટેડ ) નીકળ્યા.
Thus did say=આ પ્રમાણે કહ્યું.
As soon as we return= જેવા પાછા આવીએ કે તરતજ.
Will divide (વિલ ડિવાઇડ) વહેંચી લઈશું.
Whatever( વોટેવર) જે કંઇ.
We catch ( કેચ ) આપણે પકડીએ.
Equal parts (ઇક્વલ પાર્ટસ) સરખા ભાગ.
Fair=( ફેર ) ન્યાજબી.
Don't you think that's fair=શું તમે તે ન્યાજબી માનતા નથી ?
Both agreed=બન્નેએ કબુલ કર્યું.
How kind=કેવો માયાળુ.
How good=કેવો ભલો.
Hunt ( હન્ટ ) શિકાર કરવો.
Deer ( ડીઅર ) હરણ.
In the forest green=લીલા છમ જંગલમાં.
May follow=પાછળ પડો.
Unless ( અનલેસ ) જ્યાં સુધી.
Cunning ( કનિંગ ) લુચ્ચો.
Swift (સ્વિફ્ટ) ત્વરિત, ઉતાવળા

As fox could be=શિયાળ જેમ હોઇ શકે તેમ.

Was swift of foot=પગનું ઉતાવળું હતું.

It was not long before they caught=તેમણે પકડ્યું તે પહેલાં વધારે વખત લાગ્યો નહિ.

Fat ( ફૅટ ) જાડું, ચરબીથી ભરેલું.

Stag ( સ્ટેગ ) નરહરણ, રોઝ.

Would cut=કાપશે.

Portions ( પોરશન્સ ) ભાગો.

No doubt=બેશક.

Toil ( ટોઇલ ) મહેનત, મજુરી

Allow ( એલાવ ) રજા.આપવી, મંજુરી આપવી.

Spoil ( સ્પોઇલ ) શિકાર, લુંટ.

First share belongs to me=પહેલો ભાગ મારો છે.

Rule ( રુલ ) કાયદો, નિયમ.

Is observed ( ઑબ્ઝર્વ્ડ ) પળાય છે.

Whenever ( હ્વેનએવર ) જ્યારે જ્યારે.

His Majesty ( હિઝ મેજેસ્ટિ) શ્રીમાન શહેનશાહ.

Feasts ( ફીસ્ટસ ) મીજબાની ઉડાવે છે.

Grew fierce ( ગ્રુ ફીયર્સ ) ભયંકર થઇ.

To wag ( ટુ વેગ ) હાલવું.

From side to side=આ બાજુથી પેલી બાજુ.

There's one share left=એક ભાગ બાકી રહ્યો.

Quarrel ( ક્વૉરલ ) લઢવું, કજીઓ કરવો.

You'd quarrel=તમે કજીઓ કરશો.

If I were to give it to you=જો હું તમને તે આપું તો.

I should not like=મને ગમતું નથી.

Fight ( ફાઇટ ) લડવું.

Tired and hungry=થાકેલું અને ભૂખ્યું.

Sad ( સેડ ) દીલગીર.

Crept away ( ક્રેપ્ટ અવે ) ચાલ્યાં ગયાં.

Ate too much=ઘણું ખાધું.

**Very next day**=બીજેજ દિવસે.
**Trust** ( ટ્રસ્ટ ) વિશ્વાસ રાખવો
**Whoever** ( હુએવર ) જે કોઇ
**You'll agree with me**= મારી સાથે કબુલ થશો.
**It is best of all to be just**=ન્યાયી થવું એ બધાથી ઉત્તમ છે.
**just** ( જસ્ટ )=ન્યાયી.

૧. એક દિવસ એક સિંહ, એક લોંકડી અને એક શિયાળ શિકાર કરવા નીકળી પડ્યાં. તેઓ નીકળ્યાં તે પહેલાં સિંહે બીજાઓને આ પ્રમાણે કહ્યું:—

૨. " વ્હાલા મિત્રો, જેવા આપણે પાછા ફરીશું કે તરતજ આપણે જે કંઈ પકડીશું તેને ત્રણ સરખા ભાગમાં વહેંચી લઇશું. હવે તમે તે વ્યાજબી છે એમ નથી માનતા ? "

૩. લોંકડી અને શિયાળ બન્નેએ કબુલ કર્યું, અને કહ્યું "કેવા માયાળુ! તમે કેવા ભલા છો !" પછી તેઓ તેમને જે કંઇ મળે તેને પકડવા ગયા.

૪. લાંલાંછમ જંગલમાં તમે હરણનો શિકાર કરો, તને આખો દિવસ તેનો કેડો પકડો, પણ તેને જ્યાંસુધી તમે, લુચ્ચા, ફુર્તાવળા અને બળવાન ન હો ત્યાં સુધી તેને કદી પકડી શકશો નહિ.

૫. લુચ્ચું હોઈ શકાય એટલી લુચ્ચી લોંકડી હતી, અને સિંહ ઘણો બળવાન હતો અને નાનું શિયાળવું પગનું ઉતાવળું હતું એટલે

૬. હરણને પકડતાં અને મારતાં વધારે વાર લાગી નહિ. અને તે એક ચરબીવાળો રોઝ હતો અને બીજાં બેએ ધાર્યું કે સિંહ તેના કાપીને ત્રણ ભાગ કરશે.

૭. ઉભા થઇને સિંહે કહ્યું " બેશક, તમારી મજુરી પછી તમે ભૂખ્યા થયા છો, માટે વ્હાલા મિત્રો, જો તમે મને તેમ કરવાની રજા આપો તો લૂંટને હું વ્હેંચી આપીશ. "

૮. તેણે કહ્યું "પહેલો ભાગ મારો છે કારણ કે હું પશુઓનો રાજા છુ. તમે જાણો છો તેમ, અલબત્ત જ્યારે જ્યારે શ્રીમાન શહેન-શાહ મીજબાની લે છે, ત્યારે કાયદો પાળવો જોઇએ.

૯. તેની આંખો ભયંકર થઈ ને પુંછડી આ બાજુથી પેલી બાજુ હાલવા લાગી, "બીજો ભાગ મારો છે કારણ કે હરણને મારનાર હું છું."

૧૦. "હવે એક ભાગ બાકી રહ્યો. અને હું જાણું છું કે તમે કજીઆ કરશો, જો હું તમને તે આપું તો. તમને લઢતાં જોવા મને ગમતું નથી માટે ત્રીજો ભાગ પણ હું લઇશ."

૧૧. થાકેલાં, ભૂખ્યાં અને દીલગીર થયેલાં લોંકડી અને શિયાળ ચાલ્યાં ગયાં. અને સિંહે હદ ઉપરાંત ખાધું તેથી તે બીજે દિવસે મરી ગયો.

૧૨. લુચ્ચા થવું સારૂં છે, ઉતાવળા થવું સારૂં છે, બળવાન થવું સારૂં છે, પણ મને વિશ્વાસ છે કે તમે, જે કોઇ હો તે, મારી સાથે કબુલ થશો કે ન્યાયી થવું તે બધા કરતાં ઉત્તમ છે.

---

## Grammar.

Apposition ( ઍપોઝિશન )= એક વિભક્તિમાં આવનાર નામોને બદલે આવનાર.

Dash ( ડૅશ )=લીટી, ગુરૂરેખા.

Hyphen ( હાયફ્ન )=લીટી, ઝીણી લીટી, સંબંધ ચિન્હ.

General ( જનરલ )=સરદાર.

Captain ( કૅપ્ટન )=સેનાપતિ.

Governor ( ગવર્નર )=સુબો, ગવર્નર.

Viceroy ( વાઇસરોય )=રાજાનો પ્રતિનિધિ, વડા લાટ સાહેબ.

---

## 31 Half the Profit. = ૩૧. અડધો નફો.

Profit ( પ્રૉફિટ )=નફો.
Noble man ( નોબલ મૅન)= ઉમરાવ, અમીર.
Palace ( પૅલેસ )=મહેલ.
A long far away=ઘણે દૂર.
Shore ( શોર )=સમુદ્ર કાંઠો, તીર, કાંઠો.
Sea-shore ( સી શોર )= સમુદ્ર કાંઠો.
Was about to hold=લગભગ કરવાનો હતો.
Marriage ( મૅરેઇજ )=લગ્ન.
Marriage feast=લગ્નનું જમણ.
Daughter ( ડૉટર )=દીકરી; કન્યા.
Sent out ( સેન્ટ આઉટ )= મોકલ્યાં.
Invitations (ઇન્વિટેશન્સ)= આમંત્રણો, નોતરાં.
Relations ( રીલેશન્સ )= સંબંધી જનો, સગાં વ્હાલાં.
Preparations (પ્રીપૅરેશન્સ)= તૈયારીઓ.
Plenty ( પ્લેન્ટિ )=પુષ્કળ.
Meat ( મીટ )=માંસ.
Vegetables ( વેજીટેબલ્સ )= શાકભાજી.
Fruits of every kind=દરેક જાતનાં ફળ.
Could be had=મળી શકે.
Rough ( રફ )=તોફાની; ખરબચડો.
However=જેમ તેમ.
Fisherman ( ફિશર મૅન )= માછીમાર.
Was brought=લાવવામાં આવ્યો.
Truely ( ટ્રુલિ )=ખરેખર.
Fix (ફિક્સ)=નક્કી કરવું, મુકરર કરવું.
Price ( પ્રાઇસ )=કિંમત.
Shall be paid at once= એકદમ ભરપાઈ કરવામાં આવશે.
Wedding ( વેડિંગ )=લગ્ન.
Present ( પ્રેઝન્ટ )=બક્ષિસ.
As you have never had=ના જેવું કદી મળ્યું ન હોય તેવું.

Were longing (વેર લોંગિંગ)=ઇચ્છા રાખતા હતા.

How much do you ask for your fish=માછલીનું તું કેટલું માગે છે.

Not one anna my Lord =મારા પ્રભુ એક આનો પણ નહિ.

Money (મની)=પૈસા, ધન.

Hundred (હન્ડ્રેડ)=સો.

Lashes (લેશીઝ)= ચાબુકના ફટકા.

Bare back (બેર બૅક)=ખુલ્લે બરડે.

I will not take one lash less=એક પણ ફટકો ઓછો નહિ લઉં.

Servants (સરવન્ટસ)=નોકરો

Much surprised (મચ સરપ્રાઇઝડ)= ઘણા તાજુબ થયા.

Strange (સ્ટ્રેન્જ)=વિચિત્ર

Request (રીક્વેસ્ટ)=પ્રાર્થના, માગણી.

To make the fisherman change his mind= માછીમારનું મન ફેરવવાને.

At lenght (એટ લેન્થ)= આખરે.

Fellow (ફેલો)=શખ્સ, આદમી

Whim (વ્હીમ)=ફાંટો, મગજમાં ભરાએલું ભુસું.

Lay on (લે ઓન)=લગાવવા.

Lightly (લાઇટલિ)=ધીમેથી

Presence (પ્રેઝન્સ)=હાજરી

Stop-stop=સબુર ! સબુર !

Partner (પાર્ટનર)=ભાગીદાર

Business (બીઝનેસ)=ધંધો.

Only right=ફક્ત વ્યાજબી

Fools (ફૂલ્સ)=મૂર્ખો.

World (વર્લ્ડ)=દુનીઆ જગત

Where is he to be found=તેને ક્યાંથી લાવવાનો છે ?

Name him=તેનું નામ દે.

Shall be sent for=તેડવા મોકલવામાં આવશે.

Need not go far=દુર જવાની જરૂર નથી.

To find (ટુ ફાઇન્ડ)=ખોળવાને

Gate (ગેઇટ)=દરવાજો.

Porter (પોરટર) = દ્વારપાળ.

Would not let me pass =મને આવવા દીધો નહિ.
Promised (પ્રોમિસ્ડ) વચન આપ્યું.
Should have=મળશે.
Certainly (સરટનલિ) ખરે-ખર, નક્કી.

Bargain (બારગેઇન) સોદો.
Turned out=કાઢી મૂકવામાં આવ્યો.
Service (સરવીસ) નોકરી.
Large present=મોટી બક્ષિસ

૧. દરીઆ કિનારેથી ઘણે દૂર એક મહેલમાં એક અમીર રહેતો હતો. તે પોતાની દીકરીના લગ્નનું જમણ કરવાનો હતો. તેણે પોતાના ઘણા મિત્રો ને સગાંવ્હાલાંને આમંત્રણ મોકલ્યાં હતાં અને ઘણી તૈયારીઓ કરી હતી. જમણ માટે માંસ પુષ્કળ હતું, દરેક જાતની શાકભાજી અને મેવા હતા પણ માછલી મળી નહતી કારણ કે દરીઓ ઘણો તોફાની હતો.

૨. જમણની સવારે જેમ તેમ કરી એક ગરીબ માછીમાર એક સુંદર મોટી માછલી લઇને મહેલમાં આવ્યો. ઘરમાં ઘણો આનંદ થયો. અને માછીમારને એક મોટા ઓરડામાં જ્યાં અમીર બેઠો હતો ત્યાં માછલી સાથે લાવવામાં આવ્યો.

૩. અમીરે કહ્યું "ખરેખર આ સુંદર માછલી છે. તું પોતે કિંમત નક્કી કર અને તે એકદમ આપી દેવામાં આવશે, કારણ કે આજે મારી દીકરીના લગ્નનો દિવસ છે એટલે તને હું એવી ભેટ આપીશ કે જેના જેવી તને પહેલાં કદી તારી જીંદગીમાં મળી નહોય. અમે જેને મેળવવા તલસતા હતા તે તેં આણી આપ્યું છે. તારી માછલી માટે તું કેટલું માગે છે?" માછીમારે જવાબ આપ્યો "મારા પ્રભુ! એક આનો પણ નહિ. હું પૈસા લઇશ નહિ. મારી ખુલ્લી પીઠ ઉપર સો ચાબુકના ફટકા એ એની કિંમત છે. હું એક ફટકો ઓછો નહિ લઉં."

૪. અમીર અને તેના ચાકરોએ જ્યારે આ વિચિત્ર માગણી સાંભળી ત્યારે તેઓ ઘણા તાજુબ થયા. તેઓએ માછીમારનું મન બદલવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. આખરે અમીરે કહ્યું "ઠીક, ઠીક, આ માણસના વિચિત્ર તરંગો છે. પણ આપણને માછલી તો મળવી જોઇએ. માટે ધીમેથી ફટકા લગાવો અને આપણી હાજરીમાં કિંમત આપવા દો."

૫. પચાસ ફટકા લગાવ્યા. પછી માછીમારે બુમ મારી "સબુર, સબુર ! આ ધંધામાં મારે એક ભાગીદાર છે, અને એ જ વ્યાજબી છે કે તેને તેનો હિસ્સો મળવો જોઇએ." અમીરે કહ્યું, "શું જગતમાં આના જેવા બે મૂર્ખા છે? તેને કયાંથી લાવવાના છે? તેનું નામ દે અને તેને એકદમ બોલાવવામાં આવશે."

૬. માછીમારે કહ્યું "તમારે આઘે તેને ખોળવા જવું પડે તેમ નથી. તમે તેને તમારે દરવાજે મેળવશો. તે તમારો પોતાનો પ્રતિહારી છે. જ્યાં સુધી મેં તેને મારી માછલી માટે જે કંઇ મળે તેનો અર્ધો ભાગ આપવા વચન આપ્યું નહિ ત્યાં સુધી મને પસાર થવા દીધો નહિ." અમીરે કહ્યું "અહો! તેને એકદમ અહીંઆં લાવો. જરૂરથી તેને તેના પચાસ ફટકા મળશે!"

૭. પછી પ્રતિહારીને લાવવામાં આવ્યો અને તેના સોદાનો ભાગ મળ્યો. પછી તેને અમીરની નોકરીમાંથી કાઢી મુકવામાં આવ્યો અને માછીમારને મોટી બક્ષિસ આપવામાં આવી.

---

## Grammar.

Auxliary (ઓગ્ઝિલીયરિ) સહાયક.

Auxliary verb=સહાયકારક ક્રિયાપદ.

Dozen (ડઝન) ડઝન, બાર.

Remember (રીમેમ્બર) યાદ રાખવું.

Journey (જર્નિ) મુસાફરી

---

## 32 The fox and the Crow.

## ૩૨ શિયાળ અને કાગડો.

I am hungry=હું ભૂખ્યો છું.

Still (સ્ટીલ) શાંત, છાનો

Sly (સ્લાય) લુચ્ચું.

Dine (ડાઇન) જમવું.

Eat my fill=પેટ ભરીને ખાઉં, પેટ ભરીને જમું.

I'd like=મને ગમશે.

Fat hen=ચરબીવાળી મરઘી.

Stretched (સ્ટ્રેચ્ડ) લાંબો થયો

Den (ડેન) બોડ.

Sniffed (સ્નિફ્ડ) સુંઘી.

And looked this way and that=અને આમતેમ જોયું.

Cunning (કનિંગ) લુચ્ચું.

Does not care=દરકાર કરતું નથી.

It makes him fat=તેને જાડું બનાવે છે.

To trick (ટુ ટ્રિક) યુક્તિ કરવી, અટકચાળું કરવું.

To make a fool=મૂર્ખો બનાવવો, બનાવવું.

Pool (પૂલ) ખાબોચીયું.

As he went snitting=જેવું સુંઘતું જતું હતું.

Trotting along (ટ્રોટીંગ એલાંગ) પગે ઘસડાતું.

Spied (સ્પાઇડ) જોયો.

To sing a song (ટુ સિંગ એ સોંગ) ગીત ગાવું.

She held in her beak=તેની ચાંચમાં પકડી રાખ્યું હતું.

Lump of cheese (લમ્પ ઓફ ચીઝ) પનીરનો ટુકડો.

I'll have that=મને તે મળશે

If you please=જો તમારી મરજી હોય તો.

Low bow=નીચા નમી નમસ્કાર કરવા તે.

Paw on his heart=છાતી ઉપર પંજો રાખીને.

He tries to look honest and simple (ઓનેસ્ટ એન્ડ સિમ્પલ)=પ્રમાણિક અને ભોળો દેખાવા કોશિષ કરે છે.

Honest (ઓનેસ્ટ)=પ્રમાણિક

Simple (સિમ્પલ)=ભોળો, સાદો

Meek (મીક)=નમ્ર.

Pleased (પ્લીઝડ)=ખુશ થયેલો.

As he turns up his eyes=જેવી નજર ઉંચે કરે છે તેવે.

Tricked (ટ્રિકડ) લુચ્ચાઇ રમ્યો

Silly (સિલિ) ભોટ, મુર્ખ.

I have often heard=વારંવાર મારા સાંભળવામાં આવ્યું છે.

Her majesty=નામદાર રાણી સાહેબ.

Till now=હજુ સુધી.

Never have I seen still =હજુ સુધી મેં કદી જોયાં નથી.

Behold (બીહોલ્ડ)=જુઓ.

Fairer (ફેરર)=વધારે ખૂબસુરત

Bright (બ્રાઇટ)=તેજસ્વી.

Glossy (ગ્લોસિ)=ઓપેલું ટાપટીપવાળું.

Smooth (સ્મૂથ)=સુંવાળાં.

Feathers (ફીધર્સ)=પીછાં.

All ask for a song=બધાં ગીત ગાવા કરે છે.

From her lips=તેના હોઠનું

Sweet song=મધુર ગાયન

It need not be long=ભલે લાંબું નહોય.

Drew herself up=પોતે બરાબર ગોઠવાઇ છે.

Tossed back=પાછળ ઉંચું કર્યું.

Had been praised=વખાણ થયાં હતાં.

Very proud (વેરિ પ્રાઉડ)= ઘણો અહંકારી.

Did she feel=તેને લાગ્યું

Cawed (કાઉડ)=કાક કાક કર્યું

Dropped (ડ્રોપ્ડ)=પડી ગયું. ગરી ગયું,

Down dropped the cheese=પનીર નીચે પડી ગયું

At the fox's feet=શિયાળના પગ પાસે.

I thank you=તમારો આભારી છું.

Most bright=ઘણુંજ તેજસ્વી

What a pity it is=કેવી શોચનીય વાત છે.

Pity (પિટિ)=શોચનીય, દયા ભરેલી.

She's not wise=તે ડાહી નથી

Tale (ટેઇલ)=વાર્તા.

Lesson (લેસન)=ધડો, પાઠ

Do not fail (ડુ નોટ ફેઇલ) =ભૂલતા નહિ, ચૂકતા નહિ.

Flatters (ફ્લેટર્સ)=ખુશામત કરે છે.

If you please=તમારી ખુશી હોય તો.

૧. એક ઘરડા લુચ્ચા શિયાળે બુમ મારી "હું ભુખ્યો છું, હું ભુખ્યો છું, હું છાનો બેસી શકતો નથી, પણ હું કેવી રીતે આજે જમી શકું ને પેટ ભરૂં? હાલ તરત હું કંઇ ખાવાનું જોતો નથી. અરે મને એક ચરબી વાળી મરઘી પકડવાનું ગમેજ!" પછી તે લાંબો થયો અને તેની બોડમાંથી બહાર આવ્યો.

૨. અને તે દૂર ચાલ્યો ગયો અને હવા સુંઘવા લાગ્યો અને આમતેમ જોવા લાગ્યો, કારણકે, શિયાળ લુચ્ચું હોય છે અને તે શું ખાય છે તેની દરકાર કરતું નથી તેથી તે જાડું થાય છે. તેને લુચ્ચાઇ રમવી ગમે છે. તેને હવામાં પક્ષીઓને ખાબોચીઆમાં માછ-લીઓને બનાવવી ગમે છે.

૩ હવે જેમ તે આગળ સુઘતો અને પગ ઘસડતો ગયો ત્યાં તેણે એક ઝાડ પર એક જુવાન કાગડીને જોઇ. કાગડી કાક કાક કરી શકે છે–પણ ગીત ગાઈ શકતી નથી. તે તમે જાણો છો. તેમ હું પણ જાણું છું અને તે જાણે છે. અને તેની ચાંચમાં તેણે એક પનીરનો ટુકડો પકડી રાખ્યો હતો. શિયાળે પોતાની જાતને કહ્યું "જો તમારી મરજી હોય તો મને તે મળશે.

૪. પછી તે ઉભો રહે છે અને ઉંચે જુએ છે, અને નીચો નમીને છાતી ઉપર પોતાનો પંજો રાખીને નમસ્કાર કરે છે. અને પ્રમાણિક ભોળો ને નમ્ર દેખાવાની કોશિષ કરે છે અને જેવો તે ઉંચે જુવે છે તેવો કેવો ખુશ થયો છે તેમ દેખાય છે. શિયાળમાં ઘણી લુચ્ચાઈ હોય છે. તે ઘણું લુચ્ચું હોય છે. અને તે બિચારી કાગડી સાથે લુચ્ચાઈ રમ્યો, કારણ કે તે ભોટ હતી.

૫. તેણે કહ્યું "મેં એક રાણી વિષે વારંવાર સાંભળ્યું છે, પક્ષીઓની રાણી—પણ તે નામદારને આજ સુધી કદી મેં જોયાં નહતાં. અને જુઓ મને કહેવામાં આવ્યું હતું તેના કરતાંય વધારે સુન્દર તેઓ છે! તેમની આંખો કેવી ચળકતી છે! તેમની પાંખો કેવી ઓપેલી છે! તેમનાં પીંછાં કેવાં સુંવાળાં છે! મને ખાત્રી છે કે તેઓ ગાઇ શકે છે. પશુ અને પક્ષીઓ બધાંય ગાયન માટે માગણી કરે છે, તેમના ઓઠનું મધુર ગીત—ભલેને તે લાંબું ન હોય."

૬. જુવાન મૂર્ખ કાગડી. જે તેણે કહ્યું તે સાંભળ્યું, ત્યારે તે પોતે બરાબર ગોઠવાઇ ગઇ અને માથું પાછળ ઉંચું કર્યું, કદી પહેલાં તેને વખાણવામાં આવી નહતી—તે પોતે મગરૂર જણાવા લાગી—અને ઘણે ઉંચેથી કાક કાક કર્યું. શિયાળના પગ પાસે પનીરનો તૂકડો નીચે પડયો. તેણે કહ્યું "કંઇક ખાવાના માટે હું તમારો ઉપકારી છું, મારી રાણીનો અવાજ તો ઘણોજ મધુર છે અને તેમની આંખો તો ઘણીજ ચળકતી છે! કેવી શોચનીય વાત છે કે તે ડાહ્યાં નથી!" અને તમે જે આ નાની વાતને વાંચો, તેનો ધડો લેવો ભૂલતા નહિ. જો તમે ખુશી હો તો જ્યારે કોઇ તમારી ખુશામત કરે ત્યારે શિયાળ, કાગડી અને પનીરના તૂકડા ઉપર વિચાર કરજો.

---

## Grammar.

Participle ( પાર્ટિસિપલ )=કૃદંત
Kicking (કિકિંગ)=લાત મારતો.
Written ( રિટન )=લખાએલો.
Writing (રાઇટિંગ)=અક્ષર.
Riding=સ્વારી.
Partly ( પાર્ટલિ )= થોડે ઘણે અંશે.
Past participle=ભૂત કૃદંત.

---

## 38. The Lion and the old Hare.

## ૩૮. સિંહ અને ઘરડું સસલું.

Hare ( હેર )=સસલું.
Vindhya mountain (વિન્ધ્યા માઉન્ટેન )=વિન્ધ્યાચલ પર્વત.
Fierce-heart=( ફિયર્સ હાર્ટ ) =ક્રૂર હૃદયી.
In that part of the Country=પ્રદેશના તે ભાગમાં.
Reigned ( રેઇન્ડ )=રાજ્ય કરતો હતો, અમલ ચલાવતો હતો.
Strongest ( સ્ટ્રૉંગેસ્ટ )=જોરાવરમાં જોરાવર.
Animals ( ઍનિમલ્સ )= પ્રાણીઓ.
Crowned ( ક્રાઉન્ડ )=રાજ્યાભિષેક કર્યો.
Loud roar=ઉંચી ગર્જના.
Proclaimed ( પ્રૉક્લેઇમ્ડ ) =જાહેર કર્યો.
Monarch ( મૉનાર્ક )=રાજા.
Echoes ( ઍકોઝ )=પડઘા.
Rolled ( રોલ્ડ )=ગાજતા, ગાજી રહેતા.
All through=બધે.
Kingdom (કિંગડમ)=રાજ્ય.
The jungle ( ધી જંગલ ) =જંગલ, વન.
Roared ( રોર્ડ )=ગર્જના કરતો હતો.

Fled ( ફ્લેડ )=ભાગી જતાં.
Except ( એકસેપ્ટ )=સિવાય.
He care for nobody= તે કોઇને માટે દરકાર કરતો નહિ.
Would follow one of them=તેમાંના એકની પાછળ પડતો.
Wild boar ( વાઇલ્ડ બોર )= જંગલી ભુંડ.
And so on=અને એ પ્રમાણે.
Several (સેવરલ )=કેટલાંક.
To satisfy ( ટુ સૅટિસફાય )= સંતોષવું.
Hunger ( હન્ગર )=ભુખ.
Terrified ( ટેરિફાઇડ )=ત્રાસ પામ્યાં, ભય પામ્યાં.
Graze ( ગ્રેઇઝ )=ચરવું.
Anywhere=કોઇ ઠેકાણે.
Kept listening=સાંભળી રહેતાં.
Kept looking round= આજુબાજુ તપાસતાં રહેતાં.
At the bushes=ઝાડીમાં, ઝાડી તરફ.

Felt safe (ફેલ્ટ સેઇફ )=સહી સલામત લાગ્યું.
Moment ( મૉમેન્ટ )=પળ.
Were left alive=જીવતાં રહ્યાં હતાં.
Held a meeting ( હેલ્ડ એ મિટિંગ )=સભા ભરી.
Plan ( પ્લેન )=યુક્તિ.
Safety (સેફટિ )=સલામતી.
Advice (એડવાઇસ)=શિખામણ.
In these words=આ શબ્દોમાં
None ( નન )=કોઇ નહિ.
Starve ( સ્ટાર્વ )=ભુખે મરવું.
Ourselves=અમારી જાતે.
Will save ( વિલ સેવ ) =બચાવશે.
Trouble ( ટ્રબલ )= મુસીબત.
Hunting ( હન્ટિંગ )= શિકાર કરવો તે.
Usual ( યુઝવલ )=હંમેશની
Let it be so=તેમ થવા દો.
As the sun sets=જેવો સૂર્ય આથમે છે.
Later ( લેટર ) મોડું.

**Arrangment** ( ઍરેન્જમેન્ટ ) =વ્યવસ્થા.

**Cast lots** ( કાસ્ટ લોટસ ) =ચીઠીઓ નાખી.

**Lot** ( લૉટ )=નસીબ.

**On whom**=જેની ઉપર.

**Lot fell**=નસીબે આવતું.

**Of his own accord** ( ઑફ હિઝ ઓન ઍકોર્ડ )= પોતાની ખુશીથી.

**Regularly** ( રેગ્યુલર્લિ )= નિયમિત રીતે.

**Turn** ( ટર્ન ) વારો.

**To be food**=ખોરાક થવાને.

**Haste** ( હૅસ્ટ )=ઉતાવળ.

**Need make no haste**= ઉતાવળ કરવાની જરૂર નથી.

**Death** ( ડેથ )=મૃત્યુ.

**As slowly as I can**=જેટલો ધીમેથી બની શકે તેટલો.

**Very slowly**=ઘણો ધીમેથી.

**By the time he got to** =જ્યારે ત્યાં પહોંચ્યો ત્યારે.

**For the last day or two** =પાછલા એક કે બે દિવસોથી

**Was walking up and down**=ઉપર નીચે આંટા મારતો હતો.

**Lashing** ( લેશિંગ )=પછાડતો, અફાળતો.

**Growling** ( ગ્રાઉલિંગ )=ઘુરકતો

**Angrily** ( ઍંગ્રિલિ ) ગુસ્સાથી.

**Creeping along**=પેટે આગળ ચાલતું.

**To dare** ( ટુ ડેર )=હિંમત ચલાવવી.

**How dare you keep me waiting**=મને રાહ જોવડાવાની તેં હિંમત કેમ ચલાવી.

**Fault** ( ફોલ્ટ )=ગુન્હો, વાંક.

**Who wanted to eat me** =જેને મને ખાઇ જવો હતો.

**I begged him**=મેં તેને આજીજી કરી.

**Were breaking their word**=વચનભંગ કરતાં હતાં

**He made me promise**= તેણે મારી પાસે વચન લેવડાવ્યું

**Rage** ( રેઈજ ) ક્રોધ.

**Flew into terrible rage** =ભયંકર ગુસ્સે ભરાયો.

**Go in front**=આગળ ચાલ.

**Bold** ( બોલ્ડ ) બહેખાં, બહાદુર.

**To insult** ( ટુ ઇન્સલ્ટ ) અપમાન કરવું.

**Does he dare to insult me**=મારું અપમાન કરવાની શું તે હિંમત કરે છે ?

**Led** ( લેડ ) દોર્યો, લીધો.

**Deep well**=ઉંડો કુવો.

**Whispered** ( વિસ્પર્ડ ) =કાનમાં કહ્યું.

**Softly** ( સૉફ્ટલિ ) ધીમેથી.

**Gnashing his teeth** ( નૅશિંગ )=દાંત કચકચાવતો

**Terribly** ( ટેરિબ્લિ ) ભયંકર રીતે.

**In a rage**=ક્રોધમાં.

**Leaped** ( લીપ્ડ )=કુદી પડયો.

**Was drowned** (વૉઝ ડ્રાઉન્ડ) ડુબી ગયો.

**Delivered** ( ડીલિવર્ડ )=બચાવ્યા, ઉઠાવ્યો.

**Enemy** ( એનીમિ ) દુશ્મન.

૧. વિંધ્યાચળ પર્વતના એક જંગલમાં એક **ક્રૂર હૃદયી** નામે સિંહ રહેતો હતો. તે પ્રદેશના તે ભાગનાં બધાં પશુઓનો તે રાજા હતો. પછી તે રાજ્ય કરતો હતો, કારણ કે તે બધાં જનાવરોમાં સૌથી વધારે બળવાન હતો. જ્યારે તે રાજા થયો ત્યારે કોઇએ તેને રાજ્યાભિષેક કર્યો નહતો. તેની પોતાની ઉંચી ગર્જના તેને રાજા જાહેર કરતી હતી. કારણ કે તેના પડઘા જંગલમાં તેના રાજ્યમાં બધે ગર્જતા હતા.

૨. જ્યારે **ક્રૂર હૃદયી** ગર્જના કરતો હતો, ત્યારે હાથી સિવાય તે એટલો મોટો હતો કે કોઇની દરકાર કરતો નહિ, બધાં પશુઓ ભાગી જતાં હતાં તે પછી **ક્રૂર હૃદયી** તેમાંથી એકની પાછળ પડતો, મારી નાંખતો અને તેનું જમણ કરતો. એક દિવસ તેણે એક હરણને મારી નાખ્યું. બીજે દિવસે એક જંગલી ડુક્કર અને એ પ્રમાણે

દરરોજ કેટલાંક જનાવરો મરતાં અને ખવાઇ જતાં. એક મોટું પ્રાણી એક જમણ માટે બસ થતું, પણ સિંહ ઘણી વખત કેટલાંક નાનાં પ્રાણીઓને મારી નાખતો કારણ કે એક તેની ભુખ ભાગવાને બસ થતું નહિ.

૩. આખરે પ્રાણીઓ એટલાં બધાં ગભરાઇ ગયાં કે તેમાંનું કોઇ વનમાં ચરી શકતું નહિ. દરેક સિંહની ગર્જના સાંભળી રહેતાં અથવા તો ઝાડી તરફ ચારે બાજુ જો તે આવતો હોય તે જોવાને જોઇ રહેતાં; એક પળ માટે કોઇને સલામતી લાગતી નહિ.

૪. આખરે એક દિવસ જે પ્રાણીઓ જીવતાં રહ્યાં હતાં તેમણે એક સભા ભરી. તેમણે કોઇ યુક્તિ વિષે વિચારવા કોશીષ કરી કે જેથી તેઓ સલામતીથી સિંહ આવતાં પહેલાં ચરતાં હતાં તેમ ચરી શકે. એકે આમ કહ્યું, બીજાએ તેમ કહ્યું. આખરે શિયાળની સલાહથી આ પ્રમાણે સિંહને તેમણે કાગળ લખ્યો.

૫. " મારા પ્રભુ, જો તમે અમારામાંથી આટલાં બધાં દરરોજ મારી નાખશો તો અમારામાંથી કોઇ જીવતું રહેશે નહિ અને આપ ભુખે મરશો. જો તમે રાજી થાવ તો અમે અમારી મેળે અમારામાંથી એક સંખ્યા તમને દરરોજ મોકલી આપશું. આથી તમને શિકાર કરવાની બધી માથાકુટ બચશે, અને અમે વળી તમારા રાજ્યની શરૂઆત પહેલાં જે શાંતિ અને સલામતીમાં દિવસો ગુજરતાં હતાં અને હમેશનો ખોરાક લેતાં હતાં તેમ અમને મળશે."

૬. સિંહે જવાબ આપ્યો; " બહું સારૂં, તેમ થવા દો. પણ તમે જે પશુ મોકલો તેણે જેવો સૂર્ય આથમે કે તરત આવતું જોઇએ, મોડું નહિ. "

૭. જ્યારે આ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી, ત્યારે પશુઓએ ચીઠીઓ નાખવા માંડી અને જે પ્રાણીના નસીબમાં જવાનો

વારો આવતો તે પોતાની ખુશીથી સિંહ જે આમ નિયમિત રીતે જમતો હતો તેની પાસે જતું.

૮. એક દિવસે એક ઘરડા સસલાનો સિંહના ખોરાક થવાનો વારો આવ્યો. તેને જવાનું હતું પણ જેવો તે આગળ ગયો તેવો વિચાર કર્યો: "મારે માટે તો મરવું જોઇએ, પણ મારે ઉતાવળ કરવી નહિ. હું મારા મરણ સન્મુખ જેટલો બને તેટલો ધીમો જઈશ." એથી તે ઘણો ધીમે ગયો અને જ્યારે સિંહની બોડે પહોંચ્યો ત્યારે સૂર્ય આથમ્યો હતો.

૯. સિંહ ઘણો ભૂખ્યો થયો હતો, કારણ કે છેલ્લા એક બે દિવસથી ઘણાં નાનાં પ્રાણીઓને મોકલવામાં આવ્યાં હતાં. તે ઉપર નીચે રાંગ મારતો હતો. તેની પૂછડીથી પોતાની બાજુઓ અફાળતો હતો અને ક્રોધથી ઘુરકતો હતો. જ્યારે તેણે સસલાને પેટ ઘસીને આવતું જોયું ત્યારે તે ગર્જના કરી બોલ્યો: "તેં મને રાહ જોવડાવવાની હિંમત કેમ કરી ? તું આટલો મોડો કેમ થયો ! "

૧૦. સસલાએ જવાબ આપ્યો: "સાહેબ, એ મારો વાંક નથી. મારે રસ્તે મને બીજો સિંહ મળ્યો જેને મને ખાઈ જવો હતો. પણ મેં તેને અહીંયાં આવવા દેવાને અને તમને પ્રથમ કહેવાને આજીજી કરી, નહિ તો બીજાં પશુ જેઓએ મને મોકલ્યો છે તેઓ તેમનું વચન ભંગ કરતાં હતાં એમ તમે ધારો. તેણે મારી પાસે વચન લીધું કે જ્યારે હું તમને કહું ત્યારપછી મારે તેની પાસે પાછા જવું. "

૧૧. જ્યારે સિંહે આ સાંભળ્યું ત્યારે તે વિપરીત રીતે ક્રોધે ભરાયો. તેણે કહ્યું: "આગળ ચાલ, તે બહાદુર સિંહ કયાં રહે છે તે મને બતાવ. મારા પોતાના રાજ્યમાં શું તે મારૂં અપમાન કરવાની હિંમત કરે છે ? "

૧૨. સસલું એકદમ ચાલ્યું. એક ઉંડે કુવે આવતાં સુધી તેણે તેને તે રસ્તો દોર્યો, જ્યાં તે ઉભો રહ્યો. "અહીંઆં મેં તેને છોડયો હતો. તે નીચે પેલો ખાણા પહેલાં પાણી પીવે" તેણે ધીમેથી કાનમાં કહ્યું. સિંહે દાંત કચકચાવતાં કહ્યું "મને તે દેખાડ."

૧૩ સસલે કહ્યું: "અહીંઆં અંદર જુઓ." સિંહે જોયું, અને પાણીમાં તેણે બીજા વિપરીત રીતે ભયંકર અને ક્રોધી સિંહનું માથું જોયું. તેને એ માલમ નહિ પડયું કે જેને તેણે જોયો તે પોતે હતો. ક્રોધમાં તે કુવામાં કુદી પડયો. પાણી ઉંડું હતું અને તે ડુબી ગયો.

૧૪ નાના હોંશીઆર સસલાએ આ રીતે પોતાનું જીવન બચાવ્યું અને બીજાં જંગલનાં પશુઓને તેમના શત્રુ ક્રૂરહૃદયીથી ઉગાર્યાં.

---

## Grammar.

How tenses are formed =કાળ કેવી રીતે બનાવવામાં આવે છે.

formed=બનાવવામાં આવે છે.

Regular ( રેગ્યુલર ) નિયમિત

Middle ( મિડલ ) મધ્ય.

Irregular (ઇરેગ્યુલર) અનિયમિત.

---

## 34. Jackal who had lost his Tail.

## ૩૪. પૂંછડી ગુમાવેલું શિયાળ.

Jackal ( જેકૉલ ) શિયાળ.

Who had lost=જેણે ગુમાવી હતી.

Tail ( ટેઇલ ) પુંછડી.

Alas ( એલાસ) અફસોસ.

**What shall I do without it**=તેના સિવાય હું શું કરીશ.

**Sob** ( સૉબ )=ડુસકાં ખાવાં.

**Sigh** (સાઇ)=નિશ્વાસ નાખવો.

**Cheeks** ( ચીક્સ )=ગાલ.

**Grow** ( ગ્રો )=થાય છે.

**Pale** ( પેઇલ )=ફીકકું.

**Curled** ( કર્લ્ડ )=ગુંછળી વળતી હતી.

**Covered** ( કવર્ડ )=ઢાંકતી હતી.

**Chilly** ( ચિલિ )=ઠંડું.

**Tuck** ( ટક )=ઘાલી દેવું.

**Would tuck**=ઘાલી દઉં.

**Tight** ( ટાઇટ )=અક્કડ.

**Frightened** ( ફ્રાઇટન્ડ )=ગભરાઈ ગએલો.

**Felt** ( ફેલ્ટ )=લાગતું હતું.

**When I brightened felt, or silly**=જ્યારે હું ગભરાએલું લાગતું, અને મૂર્ખું બનતું.

**And make fun of me**=મારી મશ્કરી કરશે, મને બનાવશે.

**Mystery** ( મિસ્ટરિ )=રહસ્ય, ભેદી વાત, ગુપ્ત વાત.

**It would make the bravest turn pale**=તે બહાદુરમાં બહાદુરને ફીક્કો બનાવશે.

**History** (હિસ્ટરિ)=ઇતિહાસ.

**The rest** ( ધી રેસ્ટ )=બાકીના

**Pack** ( પૅક )=ટોળું.

**Likewise** ( લાઇકવાઇઝ )=તેવીજ રીતે, માફક.

**Rows** ( રૉઝ )=હારબંધ.

**Silence** ( સાઇલન્સ )=શાંતિ, ચુપકી.

**Loudly** ( લાઉડલિ )=મોટેથી.

**Bawls** (બાઉલ્સ)=બુમ પાડે છે.

**With the air**=દેખાવથી.

**Of one who knows**=જે જાણે છે તેનો.

**Venture** ( વેન્ચર )=સાહસ કરવું. હિંમત કરવી.

**The world is not**=જગત એવું રહ્યું નથી.

**What it used to be**=જેવું રહેતું હતું તેવું.

**Changes** ( ચેન્જીઝ )=ફેરફારો

**Shall we stand still to day**=શું આજે આપણે શાંત બેસી રહીશું ?

**Are moving** ( આર મુવિંગ ) =ગતિ કરે છે.

**Quickly** ( ક્વીક્લી )=ઝડપથી.

**To go on**=ચાલ્યા કરવું.

**Old way**=પુરાણી ગરેડામાં. પુરાણા રસ્તાઓમાં.

**Sickly** ( સિકલિ )=નાદુરસ્ત.

**Heavy** ( હેવિ )=ભારે.

**Inconvenient** ( ઇનકનવિનીયન્ટ) = અડચણકર્તા, અગવડકર્તા.

**I beg leave to say** =તમને કહેવાની રજા માગું છું.

**Tigers** ( ટાઇગર્સ )=વાઘો.

**Panthers** (પૅનથર્સ)=ચિત્તાઓ

**In short** ( ઇન શૉર્ટ )=ટૂંકામાં

**To cough** (ટુ કફ)=ખોંખારવું.

**Hoarse** ( હોર્સ )=ઘરઘરા સાદ વાળો.

**Propose** ( પ્રપોઝ )=દરખાસ્ત મુકવી.

**Rose** (રોઝ)=ઉભો થયો, ઉઠયો.

**Wink** (વિંક)=મચકારો. આંખનો ઇસારો.

**With a knowing wink**= પરિચિત આંખના ઇસારાથી.

**Cold**=ઠંડા.

**Steady** ( સ્ટેડિ )=દ્રઢ.

**To part with**=થી જુદા પડવું.

**Yours**=તમારી.

**Already** ( ઑલરેડિ )=અત્યાર સુધીમાં, ક્યારનુંય.

**Advice** (ઍડવાઇસ)=શિખામણ.

**Just try**=જરા કોશિષ કરો.

**To find out**=શોધવું.

**Giver** ( ગિવર )=આપનાર.

**Benefit** (બેનેફિટ)=લાભ થવો,. લાભ કરવો.

૧ "અફસોસ ! અફસોસ ! મેં મારી પૂછડી ગૂમાવી છે તેના સિવાય હું શું કરીશ ! હું ડુસકાં ભરૂં છું અને રડું છું અને મારા ગાલ ફીક્કા પડી જાય છે ! તેને માટે કંઈ શંકા નથી

૨ "જ્યારે હું લડવાની ઇચ્છા બતાવતો ત્યારે તે મારી પીઠ ઉપર ગૂછળી વળતી હતી, ઠંડી પડતી ત્યારે મારા નાકને ઢાંકતી, અને ગભરામણ થતી અથવા મૂર્ખો બનતો ત્યારે મારા પગ વચ્ચે અક્કડ તેને હું વાળી દેતો.

૩. "મને ખબર છે કે દરેક જુવાન શિયાળો કેવાં મોટેથી હસશે અને મને બનાવશે, કારણ કે હું સદાને માટે ટોળાને છોડી શકતો નથી, મારે મારો ચહેરો કોઇ વખત બતાવવો જોઇએ.

૪. "પણ શું કરવું એ એક ગુહ્ય બાબત છે ! ને 'સદાકાળ ઇતિહાસમાં પૂંછડી વિનાના શિયાળ ગણાવું' તે બહાદુરમાં બહાદુરને પણ ફીક્કો પાડી દે !"

૫. તેથી પોતાની પાછળ ઝાડ આવે એવી રીતે કયી યુક્તિની કોશિષ કરવી તેનો વિચાર કરવા તે નીચો બેઠો, કે જેથી કરીને શિયાળના ટોળાનાં બાકીનાં પોતાની માફક પૂંછડી કપાવી નાખે.

૬. બધાં શિયાળોને તે એકઠાં કરે છે, તે બધાં હારબંધ બેસે છે, શાંતિ પથરાઇ રહી છે, જ્યારે તે પોતે જ્ઞાની છે એવો દેખાવ કરીને મોટેથી બોલે છે.

૭ "વ્હાલા મિત્રો, હું ધારૂં છું કે જ્યારે હું બોલવાનું સાહસ ખેડું ત્યારે તમે બધા મારી સાથે કબુલ થશો કે જગત જેવું હતું તેવું રહ્યું નથી, હંમેશાં તેમાં ફેરફારો થવા લાગ્યા છે.

૮ "ચાલો આપણે પણ ફેરફાર કરીએ. શું આજે આપણે ચુપચુપ બેસી રહીશું જ્યારે બધા આટલી ઝડપથી ગતિ કરે છે ? હું કહું છું કે આપણે વૃદ્ધ છીએ કે રોગી છીએ !

૯. હવે આપણી પૂછડીઓ તમે જાણો છો કે ઘણી અડચણ કર્તા છે, ઉચકીને તેને ફરવું એ વજનદાર થઈ પડે છે. હું તમને કહેવાની રજા લઉં છું કે જ્યારે વાઘ ને ચિત્તાઓ બહાર આવે છે, ત્યારે તે ઘણીજ અગવડકર્તા થાય છે.

૧૦ " ટુંકામાં "–પણ અહીંઆં તે ખુંખારવા લાગ્યો. તેનો અવાજ ઘરઘરો હતો અને ઘણો જાડો હતો. " મારા મિત્રો, હું દરખાસ્ત કરૂં છું કે આપણે તેને કાપી નાખીએ. તમે બધા તેને કબુલ કરો છો ? "

૧૧. જાણતું હોય એવા આંખ મચકારા કરતું એક ઘરડું શિયાળ ઉભું થયું, અને દૃઢ ને ઠંડા અવાજે બોલ્યું " તમે અમારી પૂછડીથી છુટા પડવા કહો છો પણ હું ધારૂં છું કે તમે તમારી પુંછડી કયારનીય ન ગૂમાવી હોય ? "

૧૨. તમે સલાહ લો તે પહેલાં આવનારે શા માટે તમને તે આપી છે તે શોધી કહાડો. અને વળી આ પૂછો, " તેને તે લાભકારક થશે કે તમને ? "

---

## Grammar.

Verbs–number and person=ક્રિયાપદ–તેનાં વચન અને પુરૂષ.

Agrees ( ઍગ્રીઝ )=કબુલ કરે છે.

Singular (સિંગ્યુલર)=એક વચન

The predicate agrees with the subject in number and person=ક્રિયાપદનાં વચન ને પુરૂષ કર્તા જેવાજ હોય છે.

Prayer ( પ્રૅયર )=પ્રાર્થના

Transitive ( ટ્રાનઝિટિવ )= સકર્મક

Intransitive ( ઇનટ્રાનઝિટિવ )=અકર્મક

Beams ( બીમ્સ )=અજવાળું આપે છે.

Valleys ( વૅલીઝ )=ખીણો

Wax ( વૅક્સ )=લાખ. વૃદ્ધિ પામવી.

Wane ( વેઇન )=ક્ષય થવો, પડતી થવી, ઓછું થવું.

---

## 35 Washington the General

## સરદાર વૉશિંગ્ટન.

General ( જનરલ )=સરદાર
Truthful (ટ્રુથફુલ)=સાચો
Glad to help=મદદ કરવાને ખુશી.
A great general=મહાન સરદાર
Riding along=સ્વાર થઈ જતો હતો.
Dressed ( ડ્રેસ્ડ )=કપડાં પહેરેલો, પોશાક પહેરેલો.
Ordinary ( ઑરડિનરિ )= સામાન્ય.
Soldiers ( સોલ્જર્સ )=સૈનિકો
Beam ( બીમ )=પાટડો
Corporal ( કૉરપોરલ )=નાયક, લશ્કરની નાની ટુકડીનો સરદાર
Petty officer (પેટી ઑફિસર) =નાનો અમલદાર
Orders (ઑરડર્સ)=હુકમો
However=તેમ છતાં

Would give no help= મદદ આપી નહિ.
Grand ( ગ્રાન્ડ )=ભપકાવાળો, ભવ્ય, ઉમદા
Heave away ( હીવ અવે )= ઉચકી લ્યો.
Push it=તેને હડસેલો
Why do you not take hold of=તેને તમે પકડતા કેમ નથી ?
Turn round=ચક્કર ફર્યો
As if he were an emperor=જાણે તે શહેનશાહ નહોય.
I beg your pardon=હું તમારી ક્ષમા માગું છું.
You were such a great man=તમે આવા મોટા માણસ હશો.
Got off=નીચે ઉતર્યો.
Took off=ઉતાર્યો.

Looked on=જોયા કીધું.
In silence=ચુપકીથી
Did not offer to help=
મદદ આપી નહિ.
Next time=બીજી વખત.
Send for me=મને તેડવા
મોકલજો.
Felt=લાગી આવ્યું.
As if=જાણે.
He could sink into the
ground for shame=
શરમનો માર્યો જાણે તે જમી·
નમાં સમાઈ જાય.
He had not a word to
say=તેનાથી એક શબ્દ
બોલાયો નહિ.

૧. તમે જ્યોર્જ વૉશિંગ્ટન વિષે એક વાત સાંભળી છે, અને જ્યારે તે ૭ વર્ષનો નાનો છોકરો હતો ત્યારે તેના બાપને તેણે કેવી રીતે સાચું કહ્યું હતું. તે એકલો સાચો જ નહતો પણ ઘણો માયાળુ ને બીજાને હંમેશાં મદદ કરવાને ખુશી થતો.

૨. એક વખત, તે એક મહાન સરદાર થયા પછી, એક દિવસ સ્વાર થઇ સરદારનો પોષાક ધારણ કર્યા સિવાય સાધારણ સદ્ગૃહસ્થની જેમ આગળ જતો હતો. તેણે કેટલાક સૈનિકોને એક વજનદાર પાટડો કિનારા તરફ ખેંચી જતા જોયા. એક નાયક કે સૈન્યનો એક હલકો અધિકારી હુકમ આપતો તેમની સાથે હતો. વૉશિંગ્ટન કોણ છે તે તેઓ જાણતા નહતા.

૩. પાટડો ઘણો ભારે હતો અને સૈનિકો તેને ખેંચી શકતા નહિ; જો કે તેમણે સખત કોશિષ કરી. તેમને મદદ કરવાને એક માણસ વધારે જોઇતો હતો. તેમ છતાં નાયકે તેમને મદદ કરી નહિ. તેણે ધાર્યું કે તે તેમ કરવાને ઘણો જ ભવ્ય માણસ છે: તે ચાલુ બુમ માર્યા કરતો હતો: "આગળ ખેંચી લ્યો, આગળ ખેંચી લ્યો ! તેને ધકેલો ! તેને ઘસડો ! તેને ઉંચકો !"

૪. પછી વૉશિંગ્ટને તેને કહ્યું "તમે પાટડાને કેમ પકડતા નથી અને માણસોને મદદ કરતા નથી ?" નાયક પાછો ફર્યો અને

જાણે શહેનશાહ ન હોય તેમ કહ્યું " સાહેબ ! તમે જાણો છો કે હું કોણ છું ? હું એક નાયક છું. "

૫. વૉશિંગ્ટને જવાબ આપ્યો " નાયકજી, હું તમારી માફી માગું છું. હું જાણતો નહતો કે તમે આવડા મોટા માણસ હશો. " પછી તે પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યો, પોતાનો ડગલો કાઢી મૂક્યો અને પોતાના બધાય બળથી પાટડાને ખેંચવા લાગ્યો. તેની મદદથી સૈનિકો તેને કિનારા સુધી ઉંચકી ગયા. નાયકે તે ચૂપકીથી જોયા કર્યું, પણ મદદ આપી નહિ.

૬. પછી તેણે પોતાનો ડગલો પહેર્યો અને ઘોડા ઉપર બેઠો, અને કહ્યું " નાયકજી, બીજી વખત તમારે સખત કામ હોય, માણસો પુરતાં નહોય તો મને તેડવા મોકલજો. હું તમારો સરદાર છું. " નાયકને એમ લાગી આવ્યું કે જાણે શરમનો માર્યો જમીનમાં સમાઈ જાઉં. તેનાથી એક શબ્દ બોલાયો નહિ.

---

## 36 The Two Goats.
## બે બકરાં.

### 1. The silly Old Goats = મૂર્ખાં ઘરડાં બકરાં

**Silly** ( સિલિ )=મૂર્ખાં.

**Morning light**=પ્રભાતનું અજવાળું.

**Mountain**=પર્વત.

**Track** ( ટ્રૅક )=રસ્તો, માર્ગ.

**Paths** ( પાથ્સ )=રસ્તાઓ.

**In the least**=જરા પણ.

**Suit** (સ્યુઇટ)=બંધબેસતુ આવવું.

**Would suit him best**= ઉત્તમ રીતે બંધબેસતો આવશે.

**White-tailed** ( વ્હાઇટ ટેઇલ્ડ )=ધોળી પૂંછડીવાળું.

**East** ( ઇસ્ટ )=પૂર્વ.

**Black-tailed** (બ્લૅક ટેઇલ્ડ) =કાળી પૂંછડીવાળું.

**West** ( વેસ્ટ )=પશ્ચિમ.

Stream ( સ્ટ્રીમ )=ઝરો.
In a wood=જંગલમાં.
Bridge ( બ્રિજ )=પૂલ.
Plank ( પ્લેન્ક )=પાટીઆં.
Wanted to cross=ઓળં-ગવાની ઇચ્છા હતી.
Wait there=જરા સબુર કર
To turn round=પાછા ફરવું.
May I die of shame=શરમનો માર્યો મરી જાઉં.
The bridge isn't yours=પુલ તારો નથી.
Equally ( ઇકિવલિ )=સરખ રીતે.
Clear ( ક્લીઅર )=સ્પષ્ટ, ચોકખું.
Advanced (એડવાન્સડ )=ધસ્યાં, આગળ આવ્યાં.
Doesn't belong to you તમારી માલીકીનો નથી.
Middle ( મિડલ )=વચ્ચે.
Slipped ( સ્લિપ્ટ )=લપસી પડ્યાં.
Sank ( સૅન્ક )=ડુબી ગયાં.

## 11 Two wise little Kids=
## બકરીનાં બે ડાહ્યાં નાનાં બચ્ચાં

Kids ( કિડ્ઝ )=બચ્ચાં.
Foolish ( ફૂલિશ )=મૂર્ખાં.
Happened ( હૅપન્ડ )=બન્યું.
Aged goat=વૃદ્ધ બકરો.
To serve ( ટુ સર્વ )=આપવું, ખપ લાગવું.
Warning ( વૉર્નિંગ )=ચેતવણી.
To serve them as a warning=ચેતવણી આ-પવા માટે.
Folly ( ફૉલિ )=ભૂલ, મુર્ખાઇ.
Not long ago=બહુ વખત પહેલાં નહિ.
Nicer ( નાઇસર )=વધારે સુંદર.
Very hard to find=જડવાં મુશ્કેલ.
Remember ( રીમેમ્બર )=યાદ રાખવું.
Neither knew in the least=કોઇ જરા પણ જા-ણતાં હતાં નહિ.
Just as the other two did=જેમ બીજાં બે મળ્યાં હતાં તે પ્રમાણે.

Bowed (બાઉડ)=નીચે નમ્યાં
Polite (પોલાઇટ)=સભ્ય.
you'll allow me to go last=મને છેલ્લો જવા દેશો.
Vowed (વાઉડ)=સમ ખાધા. સમ લીધા.
He would stand aside =તે એક બાજુ રહેશે.
Brink (બ્રિન્ક)=છેડો, કોર, ધાર.
I think so too=હું પણ એમ ધારૂં છું.
Besides=તેમ છતાં.
Very plain તદ્દન ચોક્ખું.
Room (રૂમ)=જગ્યા.
Tho (ધો) though=જોકે
Manners (મૅનર્સ)=રીતભાત
Forgotten=ભૂલી ગયા.
Fate (ફેઇટ)=નસીબ.
Quarrel (કવોરલ)=લડવું.
Comfort (કમ્ફર્ટ)=સગવડ.
Eaze (ઇઝ)=મઝા.
Lie down=સુઇ જવું.
Easily=સહેલાઇથી.
Walk over my back= મારી પીઠ ઉપરથી પસાર થા.
Accept (એકસેપ્ટ)=સ્વિકાર કરવો.
Very best thanks=ખરા હૃદયથી આભાર.

## ભાગ ૧ લો=મૂર્ખાં ઘરડાં બકરાં.

૧. પ્રભાતના અજવાળામાં બે બકરાં પહાડી રસ્તે ફરવા નીકળ્યાં. એકની પૂંછડી ટૂંકી અને સફેદ હતી, અને બીજાની પૂંછડી કાળી હતી.

૨. ત્યાં ઘણા રસ્તા હતા, કોઇને જરાપણ ખબર નહતી કે કયો રસ્તો સૌથી સરસ યોગ્ય પડશે. એટલે સફેદ પૂંછડીવાળું બકરૂં પૂર્વમાં ગયું અને કાળી પૂંછડીવાળું પશ્ચિમમાં ગયું.

૩. ઝાડીમાં એક ઝરાને કાંઠે તેઓ ચાલ્યાં, અને તેઓ ઉભાં રહ્યાં અને એક બીજા સામે જોવા લાગ્યાં. કાળી પૂંછડીવાળું બકરૂં આ કિનારે ઉભું અને સફેદ પૂંછડીવાળું બીજી બાજુ ઉભું.

૪ પુલ તો ફક્ત લાકડાના પાટીઆનો હતો અને ઘણો જ સાંકડો

વળી. જો તેનાથી બની શકે તો દરેકે પહેલાં ઓળંગવાને કોશિષ કરી, અને આ દરેકે કોશિષ કરી.

૫. સફેદ પૂંછડીવાળા બકરાએ કહ્યું "તું ખુશી હોય તો ત્યાં સબુર કર" પણ બીજાએ જવાબમાં કહ્યું "શું એવી પૂંછડીવાળા બકરા માટે સબુર કરૂં. ના, ના, મારા મિત્ર, હું સબુર કરીશ નહિ."

૬. આમ કહેતામાં તેણે પાટીઆ ઉપર એક પગ મુકયો, અને બીજાએ તે પ્રમાણે કર્યું. તેણે કહ્યું "જો હું કાળી પૂંછડીવાળા બકરા માટે પાછો ફરૂં તો હું શરમથી મરી જાઉં!"

૭. કાળી પૂંછડીવાળા બકરાએ કહ્યું "પુલ તારો નથી." બીજાએ કહ્યું "તે સાચું હોય પણ તે તદ્દન સ્પષ્ટ છે"--આમ તે બન્નેએ ટપાટપી કરી--"તે તારી માલીકીનો નથી."

૮. આમ આ મૂર્ખ બકરાં પાટીઆના મધ્ય ભાગમાં લઢવા લાગ્યાં. તેઓ બન્ને લપસી પડયાં અને બન્ને નીચે નદીમાં પડયાં ને ડુબી ગયાં.

## ભાગ ૨જો=બે ડાહ્યાં નાનાં બકરીનાં બચ્ચાં.

૧ તમે જેમ વાંચ્યું તે પ્રમાણે હવે જ્યારે આ મૂર્ખ પ્રાણીઓ લઢતાં હતાં ત્યારે એવું બન્યું કે એક ઘરડા બકરાએ તેમણે જે કહ્યું તેનો દરેક શબ્દ સાંભળ્યો.

૨ અને ઘણાં બચ્ચાંનો બાપ હોવાથી તેમને બધાંને સવારમાં બોલાવ્યાં અને મેં તમને હમણાં જે વાત કહી તે તેમને ચેતવણી આપવા માટે કહી.

૩ માટે બીજાઓની મૂર્ખાઇથી કંઇ સારૂં પરિણામ આવે છે તે જો તમારી જોવાની મરજી હોય તો હું તમને બહુ થોડા વખત પહેલાં આમાંના બે નાનાં ભાઇઓને શું બન્યું તે કહીશ.

૪ જેમની જોડ જડવી મુશ્કેલ છે એવાં બે સુંદર બચ્ચાં હતાં. તેમની પુંછડી વિષે મને યાદ નથી સિવાય કે તે પાછળ લટકતી હતી.

૫. મૂર્ખ બકરાંની માફક તેઓ ફરવા ગયાં અને કોઇને જરા પણ ખબર ન હતી કે કયો રસ્તો લેવો, એક પૂર્વમાં ગયું ને બીજું પશ્ચિમમાં ગયું.

૬ પહાડી ઝરાને કિનારે જેમ બીજા બે મળ્યાં હતાં તેમ તેઓ મળ્યાં. દરેક જણે નમસ્કાર કર્યા અને રાહ જોતાં ઉભાં રહ્યાં—કારણ કે દરેક જણ ઘણા જ સભ્ય બચ્ચાં હતાં.

૭. એકે કહ્યું "તારી પછી" બીજાએ કહ્યું "હું યાચના કરૂં છું કે તું મને છેલ્લે જવા દેશે" પછી દરેકે સમ લીધા કે બીજો પસાર થાય ત્યાં સુધી એકે એક બાજુ ઉભા રહેવું.

૮ એકે કહ્યું કારણ કે તેને આખો દિવસ ધાર ઉપર ઉભું રહેવું નહતું "વ્હાલા ભાઇ, પાટીયું એટલું બધું નાનું નથી હું ધારૂં છું કે આપણે ઓળંગીશું."

૯ "હું પણ એવો વિચાર કરૂં છું," બીજાએ જવાબ આપ્યો. "તેમ છતાં તે તદ્દન સ્પષ્ટ છે કે જો આપણને માલમ પડશે કે પસાર થવાને જગ્યા નથી તો આપણે બન્ને ફરીથી પાછા જઇશું."

૧૦ આમ તેઓ પાટીઆ ઉપર બે ધાયાં અને મધ્યમાં પહોંચ્યાં ને માલમ પડયું કે પસાર થવાને જગ્યા હતી નહિ અને અરે! વ્હાલાં, પાછાં ફરવાની પણ જગ્યા હતી નહિ.

૧૧ હવે ભયથા જો કે તેમના ચહેરા ફીકા પડી ગયા હતા છતાં તેમની રીતભાત હજુ સભ્ય હતી કારણકે કજીઓ કરી લઢયાં હતાં તે બકરાંનું નશીબ તેઓ ભૂલ્યાં નહતાં.

૧૨ આખરે એક બચ્ચું બોલ્યું "મેં એક યુક્તિનો વિચાર કર્યો છે. આપણે સગવડતાથી અને સહેલાઇથી ઓળંગી શકીએ કારણકે હું સુઇ જાઉં અને તારી ખુશી હોય તો મારી ઉપરથી તું ચાલ્યું જા."

૧૩ એમ તેમણે ઘણું જલ્દી કરી નાખ્યું. હવે બ્હીક વિના

સલામત તેઓ કિનારા ઉપર ઉભાં છે અને એક બીજાને સલામ કરે છે અને કહે છે "વ્હાલા ભાઈ, મારો આભાર સ્વીકારજે !"

---

## 37 The Weaver Birds and the Monkeys.

### સુઘરી અને વાંદરાં.

Weaver ( વીવર )=સુઘરી.
Nullah ( નલા )=નાળું.
Leads down=લઈ જાય છે. જવાય છે.
Narbada ( નર્બદા ) નર્મદા નદી.
Silk cotton ( સિલ્ક કૉટન )= શામળાનું ઝાડ.
Leafy ( લિફિ )=પાંદડાંવાળું
flock ( ફ્લૉક )=ટોળું.
Weaver birds=સુઘરી નામનું પક્ષી.
Had built ( હેડ બીલ્ટ )= બાંધ્યા હતા.
Hanging nests=લટકતા માળા.
That look like bottle= શીશીઓના જેવા દેખાતા હતા
With their necks down words=તેમનાં નીચે આવેલાં ગળાં સાથે.
In Comfort=(ઇન કમ્ફર્ટ) = સગવડ અને સુખમાં
Rays (રેઝ)=કિરણો
To scorch (ટુ સ્કૉર્ચ)=ઉકળાટ કરવો, ગરમી કરવી.
Monsoon (મોનસૂન)=ચોમાસું
Set in=બેઠું.
In the month of July =જુલાઇ માસમાં.
Thick clouds=ઘનઘોર વાદળ
Heavy rain=સખત વરસાદ.
Snug ( સ્નગ )=રૂડું સ્વચ્છ.
Close by=પાસે
They were wet and cold =ભીંજાતાં હતાં અને ટાઢે મરતાં હતાં.
Miserable (મિઝરેબલ)=દુ:ખી
Shivered ( શિવર્ડ )=થરથરતાં હતાં. (ટાઢથી)
Shook ( શૂક )=ધ્રુજતાં હતાં.
Huddle up (હડલ અપ)=એક બીજા સાથે લપાઈ જતાં હતાં
To get warm=હુંફાળાં થવાને

To keep out=ખાળવાને.
Shivering (શિવરિંગ)=ટાઢથી ધ્રુજતાં.
To twitter (ટિવટર)=ટી ટી અવાજ કરવો.
Chirp (ચર્પ)=ચીં ચીં અવાજ કરવો.
Twit (ટવિટ)=ટી ટી અવાજ
Language (લેન્ગવેઝ) ભાષા.
Beaks and Claws=ચાંચો અને ન્હોરો.
Hope (હોપ)=આશા રાખવી.
Comfortable (કંફોર્ટેબલ)= સુખ શાંતિ વાળું.
Were not at all pleased =બીલકુલ ખુશ થયા નહિ.
Grinned (ગ્રિન્ડ)=દાંતીઆં કર્યાં.
Chattered (ચૅટર્ડ)=ઝીકીઆરીઓ કરી.
Mock (મોક)=મશ્કરી કરવી.
Distress (ડિસ્ટ્રેસ)=વિપત્તિ, દુઃખ.
Wait a bit=જરાવાર સબુર કરો.
Left off=બંધ થયો.
Pulled out=બહાર ખેંચી કાઢયાં
Pulled the nests to pieces=માળાઓને ખેંચીને તૂકડે તૂકડા કરી નાખ્યા.
Escaped (એસ્કેપ્ડ)=ભાગી ગયાં.
Ruined (રુઇન્ડ)=નાશ પામેલાં
Let us alone=આપણને અડકત નહિ.

૧. એક નાળું જે નર્મદા નદીમાં જતું હતું ત્યાં એક વખત એક શામળાનું ઝાડ હતું. તેની પાંદડાંથી ગીચ ડાળીઓ પાણી ઉપર લટકતી હતી. એક સુધરીના ટોળાએ આ ડાળીઓમાં તેમના માળા બાંધ્યા. તે લટકતા માળા નીચાં ડોકાં સાથે લટકતા દેખાતા હતા. તેમની અંદર પાંદડાં અને પીછાં હતાં, જે જનાવરોને સુઘડ અને હુંફાળાં બનાવતાં હતાં અને તેમની અંદર સુઘરીઓ આરામથી રહેતી હતી. સૂર્યનાં કિરણો તેમને તપાવવાને અંદર જઇ શકાતાં નહિ અથવા તો વરસાદ અંદર જઇ ભીંજવી શકતો નહિ.

૨. જુલાઈ મહિનામાં ચોમાસુ બેઠું. આકાશ ઘનઘોર વાદળથી

કાળું થયું અને આખો દિવસ ભારે વરસાદ પડવા લાગ્યો. નાની સુઘરીઓ તેના રૂડા હુંફાળા માળામાં સલામત હતી.

૩. પાસેના એક બીજા ઝાડમાં વાંદરાનું એક ટોળું હતું. તે ભીંજાતાં હતાં, તેમને ટાઢ વાતી હતી અને દુઃખી થતાં હતાં. ટાઢથી થરથરતાં હતાં, ધ્રુજતાં હતાં અને એક બીજાની ગોદમાં હુંફ મેળવવા લપાતાં હતાં. તેમને રહેવાને ઘર નહતું કે તેમને ઠંડા વરસાદને ખાળવા સુંદર માળા નહતા.

૪. પક્ષીઓએ તેમના માળામાંથી બહાર જોયું અને ધ્રૂજતાં વાંદરાં જોયાં. તેમણે ટી ટી ચીં ચીં કરવા માંડયું. તેમની પક્ષીની ભાષામાં " ટી. ટી. " તેમણે વાંદરાને કહ્યું. " જુઓ અમે કેવા સુઘડ અને હુંફાળા છીએ. અમે ન્હોર ને ચાંચથી અમારા માળા બાંધ્યા. તમે વાંદરોને તો હાથ પગ છે. તમે પણ માળા કેમ બાંધતા નથી ? જો તમને વરસાદથી ટાઢ વાતી હોય ને ભીંજાતાં હોય તો તમારો પોતાનો વાંક છે. જેઓ આળસુ અને સુસ્ત છે તેમને આરામ મળવાની આશા રાખવામાં આવતી નથી."

૫. જ્યારે વાંદરોએ આ સાંભળ્યું ત્યારે તેઓ બીલકુલ નાખુશ થયાં. જેમ વાંદરાં કરે છે તેમ તેઓએ દાંતીયાં કર્યાં અને હુપાહુપ કર્યું. તેમણે બુમ મારી "હો ! હો ! કેમ તમે અમારી માફક કરો છો ખરૂને ? તમે અમને સુસ્ત કહો છો ! વરસાદ થોભતાં સુધી જરા સબુર કરો અને અમે તમારી વલે કરીશું.

૬. વરસાદ બંધ થયો કે તરતજ વાંદરાં સામાના ઝાડે દોડી ગયાં. તેમણે તેમના લાંબા હાથ માળામાં નાખ્યા અને ઇંડાં ને પીંછાં જે અંદર હતાં તે ખેંચી કહાડયાં. પછી તેમણે માળાને તોડીને કકડે કકડા કર્યા. તે પક્ષીઓએ તેમને આવતાં જોયાં અને તેઓ ઉડી શકતાં હતાં તેથી નાસી છુટયાં. જેવાં તેમણે તેમનાં નાશ પામેલાં ઘર જોયાં કે તેઓ એક બીજાને કહેવા લાગ્યાં " આપણે

કેવાં બેવકુફ કે વાંદરાની મશ્કરી કરી. જો આપણે તેમની મશ્કરી ન કરી હોત તો તેઓ આપણને અડકત નહિ. ”

## Grammar.

Active voice (એક્ટિવ વૉઇસ) =મૂળભેદ.
Active (એક્ટિવ)=ચાલાક, મૂળ.
Is acted on=ની ઉપર કામ કરાવાયું.
Is killed=મરાયો.
Suffers (સફર્સ)=સહન કરે છે.
Passive voice (પૅસિવ વૉઇસ)=સહ્યભેદ.
Rainy season (રેઇની સીઝન) ચોમાસું.

## 38 The Jackal who was dyed Blue

## ૩૮ વાદળી રંગમાં રંગાઇ ગએલું શિયાળ.

Was dyed (વૉઝ ડાઇડ)=રંગાઇ ગએલું હતું.
Prowling (પ્રાઉલિંગ)=છુપાતું લપાતું.
To pick up=ઉપાડી લેવું.
Had wandered (હૅડ વૉન્ડર્ડ) =રખડતું હતું.
For hours=કલાકોના કલાકો સુધી.
Had found nothing=કાંઇ મળ્યું નહિ.
To keep clear of=થી બચવું.
Sniffing (સ્નીફિંગ=સુંઘતું.
Poking (પોકિંગ)=ઘાલતું.
Poking his nose=માથું મારતું.
Corner (કોર્નર)=ખુણો ખાંચરો.
Dyer (ડાયર)=રંગારો.
Earned a living=ગુજરાન ચલાવતો હતો.
By dyeing cloth blue= કપડાં ભુરાં રંગીને.
Slipped (સ્લિપ્ડ)=લપસી પડ્યું.

Wooden vessel (વૂડન વેસલ)=લાકડાનું વાસણ.

Had to stay there=ત્યાં રહેવું પડયું.

Wily (વાઇલિ)=લુચ્ચું, પાકું.

Lay down=પડી રહ્યું.

Pretended (પ્રીટેન્ડેડ)=ઢોંગ કર્યો.

To be dead=મરી ગએલું હોય.

What seems=જે દેખાયું.

Threw away=ફેંકી દીધું.

Jumped up=કુદીને બેઠું થયું

From head to foot=નખ શીખ.

Dress in blue=વાદળી રંગના કપડાં પહેરે છે.

Surely (શ્યૉરલિ)=ખરેખર.

Made a speech (મેઇડ એ સ્પીચ)=ભાષણ કર્યું.

Speech (સ્પીચ)=ભાષણ.

Jungle God=વન દેવતા.

Changed=ફેરવી નાખ્યો.

Colour (કલર)=રંગ.

Royal (રોયલ)=પાદશાહી, શહેનશાહી.

Forwards (ફૉરવર્ડઝ)=આગળ ઉપર.

Bring me=મારે પોતે લાવવી, મને આપવી.

Presents (પ્રેઝન્ટસ)=ભેટો.

Were astonished (વેર ઍસ્ટૉનિશ્ડ)=આશ્ચર્ય પામ્યો.

Reigned as a king=રાજાની માફક રાજ્ય કર્યું.

News (ન્યુઝ)=સમાચાર.

Spread (સ્પ્રેડ)=પથરાયા.

Began to obey him=તેને તાબે થવું શરૂ કર્યું.

So proud (સો પ્રાઉડ)=એટલો અહંકારી.

To despise (ટુ ડીસ્પાઇઝ)=ધિક્કારવું.

Company (કંપનિ)=સંઘાત.

would not keep company=સંઘાત રાખતું નહિ.

Old friends and relations=જુના મિત્રો અને સંબંધીઓ.

As if he were ashamed=જાણે તેમનાથી શરમાતો હોય.

Night howler (નાઇટ-હાઉલર)=રાત્રે રડનાર.

Leave me=મને સોંપી દો.

Shameless (શેઇમલેસ)=શરમ વિનાનો.
Downfall (ડાઉનફોલ)=પડતી.
I will see his downfall=તેની પડતી કેમ કરવી તેની ગોઠવણુ હું કરીશ.
Is coloured blue=વાદળી રંગથી રંગાયો છે.
We must show him=આપણે તેને દેખાડી આપવું જોઇએ.
Will hold a darbar (ડરબાર)=દરબાર ભરશે.
Fig tree (ફીગ ટ્રી)=અંજીરનું ઝાડ.
To night=આજે રાત્રે.
Set up (સેટ અપ)=ચાલુ કરવું.
Loud yell (લાઉડ યેલ)=મોટેથી શિયાળનું રડવું તે.
Will yell too=વળી રડશે.
Cannot help it=તે ખાળી શકશે નહિ.
Turned out (ટર્નડ આઉટ)=જણાઈ આવ્યું.
Night fall (નાઇટ ફૉલ)=રાત્રી પડતાં.
Darbar was held=દરબાર ભરવામાં આવ્યો.
Appearance (એપીયરન્સ)=દેખાવ.
Made his appearance=દેખાવ કર્યો, દેખાયો.
Pack (પૅક)=શિયાળનું ગળું.
Yelled (યેલ્ડ)=શિયાળ રડયું
From the force (ફોર્સ બળથી.
Of old habit (ઓલ્ડ હૅબિટ જુની ટેવના.
Howled (હાઉલ્ડ)=શિયાળ રડયું.
Pretended (પ્રીટેન્ડેડ)=ઢોંગ કર્યો.
To take the place=જગ્યા પડાવી લેવાને.
Imposters (ઇમપોસ્ટર્સ)=બીજાના હક પડાવનાર, ઠગ ધુતારો.
Must be punished=શિક્ષા થવી જોઇએ.
Blow (બ્લો)=ઝટકો.
How it would be=તે કેમ હોય.
Observed (ઑબ્ઝર્વ્ડ)=કહ્યું.
To the rests=બાકીનાને.
Scampered (સ્કૅમ્પર્ડ)=વિખરાયા.
Rank (રેન્ક)=હોદ્દો, પદ્દો.
Rightly belongs=વ્યાજબી માલીકી હોય છે.
Grief (ગ્રીફ)=દુઃખ.
Before long=થોડી વારમાં

૧. એક વખત એક ભુખ્યું શિયાળ શહેરની ગલ્લીઓમાં ખાવાને કંઇક ઉપાડી લેવા લપાતું છુપાતું ગયું. તે ખેતરોમાં કલાકોનાં કલાકો રખડયું પણ કંઈ મળ્યું નહિ. તેણે કહ્યું " હું શહેરમાં જઇશ. કદાચ

મને ત્યાં કંઇક મળશે. બધા લોક ઉંધી ગયા છે. જો હું કુતરાઓથી બચી જાઉં તો હું સલામત છું.' તેથી તે સુંઘતું અને દરેક ખુણામાં માથું મારતું આગળ ચાલ્યું.

૨. આખરે તે એક રંગારાના ઘર આગળ આવ્યું, કે જે પોતાનું ગુજરાન ગળીમાં કપડાં રંગી કરતો હતો. તેના ઘરના પાછળના વંડામાં એક વાદળી રંગથી ભરેલું લાકડાનું વાસણ રાખ્યું હતું. શિયાળે વાસણમાં શું છે તે જોવાની કોશિષ કરી. તેનો પગ ખસી ગયો અને તે અંદર પડ્યું ને ફરીથી પાછું નીકળી શક્યું નહિ. આખી રાત તેને ત્યાં પડી રહેવું પડ્યું.

૩. પણ શિયાળ લુચ્ચું પ્રાણી છે. જ્યારે સવારમાં તેણે રંગારાને આવતો સાંભળ્યો ત્યારે તે પડી રહ્યું ને મરી ગયું હોય તેવો ઢોંગ કર્યો. રંગારાને માલમ પડ્યું જે મરી ગયું હોય એવું શિયાળ હતું. તે તેને જંગલમાં ઉંચકી ગયો અને ફેંકી દીધું.

૪. જ્યારે તે ગયો ત્યારે શિયાળ કુદીને બેઠું થયું. તેને માલમ પડ્યું કે તે નખશીખ વાદળી રંગનું થયું છે. તેણે વિચાર્યું રાજાઓ વાદળાં રંગનાં કપડાં પહેરે છે, ખરેખર હું પણ રાજા બન્યું છું. પછી તેણે બીજાં શિયાળોને એકઠાં કર્યાં અને તેમને એક ભાષણ આપ્યું. તેણે કહ્યું "ગઇ રાતે વન દેવતાએ મને આ વનનો રાજા બનાવ્યો છે. તેણે મારો રંગ બદલીને વાદળી કર્યો છે, જે બાદશાહી રંગ છે. આ વખતથી આગળ હવે તમારે બધાએ રાજા તરીકે મને તાબે થવું જોઇએ અને મારે માટે ભેટ અને ખાવાનું લાવવું જોઇએ.

૫. બીજાં શિયાળવાં આશ્ચર્ય પામ્યાં; તેમણે વિચાર્યું કે જે તેણે કહ્યું તે સાચું છે. તેણે હવે રાજાની માફક રાજ્ય કરવા માંડ્યું. આખા વનમાં સમાચાર પ્રસરી ગયા, અને બીજાં કોઈ પ્રાણી એના જેવાં જોવામાં આવ્યાં નહતાં તેથી હરણ ને વાઘ પણ તેની આજ્ઞા માનવા લાગ્યાં, આ બાબતે તેને એટલો બધો ગર્વિષ્ટ બનાવ્યો કે તે તરતજ બીજાં શિયાળવાંને ધિક્કારવા લાગ્યો અને તેના જુના મિત્રો તેમજ સગાં સંબંધીઓનો સંઘ કરવા લાગ્યો નહિ, જાણે કે તેમનાથી તેને શરમ આવતી હોય.

૬. પછી શિયાળવાં ઘણાં ગુસ્સે ભરાયાં. પણ તેમાનામાંનું સૌથી ઘરડું ઘણુંજ ડાહ્યું રાગે રડનાર નામે શિયાળે બાકીનાંને કહ્યું "આ શરમ વિહોણા સખ્સને મને સોંપો. હું તેની પડતી માટે

વ્યવસ્થા કરીશ. વાઘ ને બીજાં પશુઓ ધારે છે કે તે રાજા છે કારણ કે તે ગળીથી રંગાએલો છે. આપણે તેમને બતાવવું જોઇએ કે ગમે તેટલું હોય તે તો ફક્ત શિયાળ જ છે. આપણે જે કરવાનું છે તે આ છે. તે કહે છે કે આજે રાતે અંજીરના મોટા ઝાડ નીચે તે દરબાર ભરશે અને વાઘ આવવાનો છે. જેવો તે આવે કે તરતજ આપણુને મોટેથી રડવાનું શરૂ કરવા દો. રાજા પણ રડશે કારણ કે તે રોકી શકશે નહિ. પછી વાઘ જોશે કે તે તો શિયાળ છે.''

૭. અને એવુંજ બન્યું. રાત પડતાં અંજીરના ઝાડ નીચે દરબાર ભરવામાં આવ્યો. જેવો વાઘે દેખાવ દીધો કે તરતજ શિયાળના ટોળાએ જેમ શિયાળવાં રડે છે તેમ રડવા માંડયું. રાજાએ પણ જુની ટેવના બળથી મોઢું ઉઘાડયું અને તેમાંના કોઇના કરતાં વધારે ઉંચેથી રડવા માંડયું. વાઘે ગર્જના કરી “હો! હો! ત્યારે તો તું ફક્ત શિયાળજ છે. ખરૂં ને? અને આ જંગલના રાજા થવાનો અને જે મારા હક્કની જગ્યા હતી તે લેવાનો ઢોંગ કર્યો. તારા જેવા ગળેપડુઓને તો શિક્ષા થવી જોઇએ.'' પછી તેણે વાદળી રંગના રાજાને પંઝાની એક ઝાપોટથી મારી નાખ્યો.

૮. રાતે રડનારે જેવાં બાકીનાં ટોળાંઓ વિખરાતાં હતાં તેમને કહ્યું “મેં તમને કહ્યું હતું કે તે કેમ બનશે. જે પોતાના જુના મિત્રોને ત્યાગીને ઉંચી પાયરીએ ચઢવાને પ્રયત્ન કરે છે, જે તેને ખરેખરી રીતે છાજતી નથી, તે થોડી વારમાં સંકટમાં આવી પડશે.''

---

## Grammar.

Moods of verbs=ક્રિયાપદોના અર્થ.
Moods (મૂડઝ)=અર્થ.
Declares (ડીકલેર્સ)=જાહેર કરેછે.
Indicates (ઇનડિકેટ્સ)=કહે છે. બતાવે છે.
Indicative muvd (ઇનડિકેટિવ મૂડ)=પ્રશ્નાર્થ.
Imperative Mood (ઇમ્પરેટિવ)=આજ્ઞાર્થ.
Conditional mood (કનડિશનલ)=સંશયાર્થ.
Subjective mood (સબજેક્ટિવ મૂડ)=સંકેતાર્થ.
Infinitive mood. (ઇનફિનિટિવ)=સત્યાર્થ.

---

શ્રી વસંત પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ ચમનલાલ ઇશ્વરલાલે છાપ્યા.
ઠે. ઘીકાંટા રોડ–અમદાવાદ.